# મશીહાખ્યાન

અથવા

## મહાન જગદ્‌ગુરૂનું જીવનચરિત્ર.

### અંક પહેલો.

**ભાગ ૧ થી ૪ સુધી.**

**ગદ્યમાંથી પદ્યમાં**


કર્ત્તા

યુસફ આશાભાઈ,

મુ. હિંમતનગર.


**દોહરો.**

કરવા ચારે તે કરે, રહેશે જે મજ માંહ્ય!<br>
મારાથી અળગો રહી, કરી શકે નહિ કાંય.

યોહા. ૧૫; ૫.

---


સુરત:

મિશન પ્રેસમાં એચ. આર. સ્કોટે છાપ્યું, તથા યુસફ<br>
આશાભાઈએ, મિશન હૌસ, હિંમતનગર<br>
મધ્યે પ્રસિદ્ધ કર્યું.

---

૧૯૧૯.

પ્રત ૧,૦૦૦.] [કિંમત ૮ આના.

# મશીહાખ્યાન.

અથવા

# મહાન જગદ્ગુરૂનું જીવનચરિત્ર.

## અંક પહેલો.

## ભાગ ૧ થી ૪ સુધી.

ગદ્યમાંથી પદ્યમાં

કર્ત્તા

યુસફ આશાભાઈ,

મુ. હિમતનગર.

**દોહરો.**

કરવા ધારે તે કરે, રહેશે જે મજ માંહ્ય!
મારાથી અળગો રહી, કરી શકે નહિ કાંય.

યોહા. ૧૫; ૫.

---

સુરત:

મિશન પ્રેસમાં એચ. આર. સ્કોટે છાપ્યું, તથા યુસફ આશાભાઈએ, મિશન હૌસ, હિંમતનગર મધ્યે પ્રસિદ્ધ કર્યું.

---

૧૯૧૯.

પ્રત ૧,૦૦૦.] [કિંમત ૮ આના.

# અર્પણપત્ર.

સ્ટીવન્સન ડિવિનિટી કૉલેજના પ્રિય
તથા માનવંતા પ્રીન્સીપાલ,
મહેરબાન ડૉ. જી. પી. ટેલર સાહેબ,
એમ. એ., ડી. ડી.,
મુ. અમદાવાદ.

આપ અમારા શિક્ષક તથા પાળક છો,
આપ અમારા દેશભક્ત તથા પિતા છો,
આપ જ્ઞાનના ભંડાર તથા વિદ્યાના ઉત્તેજક છો,
આપે અમોને ધર્મનું શિક્ષણ આપી
પ્રભુના માર્ગમાં કેળવ્યા છે, અમારી પ્રત્યે
આપના પવિત્ર પ્રેમનો ઝરો અહોનિશ વહે છે,
અને
આપના તરફથી અમોને નિરંતર કીમતી
સલાહ તથા સહાય મળે છે; એ ઉપરાંત
અમારા પર થએલા આપના ઉપકારો અનેક છે
જેના યત્કિંચિત્ સ્મરણાર્થે આ લઘુગ્રંથ પ્રથમ
આપનેજ અર્પણ કરવામાં સેવક આનંદ ગણે છે

એજ વિનંતી.

લી. આપનો દીન સેવક,
યુસફ આશાભાઈ,
હિંમતનગર.

## ચારે સુવાર્તાની બીનાઓનું ક્રમાનુસાર સુચીપત્ર.


| દશ ભાગ. | પ્રકરણ. |
|---|---|
| ૧ ઇસુ મશીહ તથા યોહાનને જન્મ અને બાલ્યાવસ્થા ... ... | ૧–૧૮. |
| ૨ યોહાનને ઉપદેશ, ઇસુ મશીહનું બાપ્તિસ્મા અને પરીક્ષણ ... | ૧૯–૨૭. |
| ૩ યરૂશાલેમ તથા ગાલીલ અને ફરી યરૂશાલેમમાં ઇસુ મશીહને ઉપદેશ કરવાને આરંભ ... ... | ૨૮–૩૫. |
| ૪ ગાલીલમાં ઇસુ મશીહને ઉપદેશ, બાર પ્રેરિતોની નિમણુક (એ દરમ્યાન ઇસુ મશીહનું યરૂશાલેમમાં જવું). | ૩૬–૫૨. |

૫–૧૦..........................................૫૩–૨૨૩ અપૂર્ણ.




# પહેલો ભાગ.

## ઈસુ મશીહ તથા યોહાનનો જન્મ અને બાલ્યાવસ્થા.

| પ્રકરણ | બીના | માત્થી | માર્ક | લુક | યોહા. |
|---|---|---|---|---|---|
| ૧ | ઇસુ ખ્રીસ્તની વંશાવળી | ૧; ૧-૧૭ | | ૩; ૨૩-૩૮ | |
| ૨ | ઝખાર્યાહ અને એલીસાબેત ... | | | ૧; ૫-૨૫ | |
| ૩ | મરિયમને દર્શન ... | | | ૧; ૨૬-૩૮ | |
| ૪ | એલીસાબેત અને મરિયમની મુલાકાત | | | ૧; ૩૯-૫૬ | |
| ૫ | યુસફને દર્શન | ૧; ૧૮-૨૫ | | | |
| ૬ | યોહાનનો જન્મ અને સુંનત... ... | | | ૧; ૫૭-૭૯ | |
| ૭ | ઈસુ ખ્રીસ્તનો જન્મ | | | ૨; ૧-૭ | |
| ૮ | ભરવાડોને દર્શન | | | ૨; ૮-૨૦ | |
| ૯ | ઇસુ ખ્રીસ્તની સુંનત | | | ૨; ૨૧ | |
| ૧૦ | મંદિરમાં યજ્ઞ | | | ૨; ૨૨-૨૪ | |
| ૧૧ | શિમઓન અને આન્ના ભકતોનું વૃત્તાંત | | | ૨; ૨૫-૩૮ | |
| ૧૨ | પૂર્વના માગીઓ | ૨; ૧-૧૨ | | | |
| ૧૩ | મિસરમાં નાસી જવું | ૨; ૧૩-૧૫ | | | |
| ૧૪ | બેથલેહેમમાં બાળકોની કતલ ... ... | ૨; ૧૬-૧૮ | | | |
| ૧૫ | નાઝારેથમાં જઈ રહેવું | ૨; ૧૯-૨૩ | | ૨; ૩૯ | |
| ૧૬ | ઇસુ મશીહની બાલ્યાવસ્થા ... ... | ૨; ૨૩ | | ૨; ૪૦ અને ૫૧, ૫૨ | |
| ૧૭ | ઈસુ મશીહ બાર વરસની ઉમ્મરે યરૂશાલેમમાં જાય છે | | | ૨; ૪૧-૫૦ | |

| પ્રકરણ | બીના | માત્થી | માર્ક | લુક | યોહાન. |
|---|---|---|---|---|---|
| ૧૮ | યોહાનનું બાળપણ અને યુવાવસ્થા ... | | | ૧; ૮૦ | |


---

# બીજો ભાગ.

## યોહાનનો ઉપદેશ, ઇસુ મશીહનું બાપ્તિસ્મા અને પરીક્ષણ.


| પ્રકરણ | બીના | માત્થી | માર્ક | લુક | યોહાન. |
|---|---|---|---|---|---|
| ૧૯ | યોહાનનો ઉપદેશ. | ૩; ૧-૧૨ | ૧; ૧-૮ | ૩; ૧-૧૮ | |
| ૨૦ | ઇસુ મશીહનું બાપ્તિસ્મા અને ઉપદેશ કરવાનો આરંભ | ૩; ૧૩-૧૭ | ૧; ૯-૧૧ | ૩; ૨૧-૨૩ | |
| ૨૧ | ઇસુ મશીહનું પરીક્ષણ ... ... | ૪; ૧-૧૧ | ૧; ૧૨,૧૩ | ૪; ૧-૧૩ | |
| ૨૨ | મશીહ વિષે યોહાનની સાક્ષી (યરદનને પેલેપાર બેથાનીયામાં)... ... | | | | ૧; ૧૯-૨૮ |
| ૨૩ | મશીહ વિષે યોહાનની સાક્ષી, "જુઓ દેવનું હલવાન" | | | | ૧; ૨૯-૩૪ |
| ૨૪ | ઇસુ મશીહના પહેલા ત્રણ શિષ્ય ... | | | | ૧; ૩૫-૪૨ |
| ૨૫ | ફીલીપ અને નાથાનાએલ... ... | | | | ૧; ૪૩-૫૧ |
| ૨૬ | ઇસુ મશીહનો પહેલો ચમત્કાર ... ... | | | | ૨; ૧-૧૧. |

| પ્રકરણ | બીના | માત્થી | માર્ક | લુક | યોહા. |
|---|---|---|---|---|---|
| ૨૭ | કાપરનાહુમમાં કંઇક દિવસ રહેવું ... | | | | ૨; ૧૨ |


---

# ત્રીજો ભાગ.

## યરૂશાલેમ તથા ગાલીલ અને ફરી યરૂશાલેમમાં ઇસુ મશીહને ઉપદેશ કરવાનો આરંભ.


| પ્રકરણ | બીના | માત્થી | માર્ક | લુક | યોહા. |
|---|---|---|---|---|---|
| ૨૮ | યરૂશાલેમના મંદિરનું શુદ્ધિકરણ ... | | | | ૨; ૧૩-૨૨ |
| ૨૯ | અલ્પવિશ્વાસીઓનો સમુહ... ... | | | | ૨; ૨૩-૨૫ |
| ૩૦ | નીકોદેમસ સાથે સંભાષણ ... ... | | | | ૩; ૧-૧૫ |
| ૩૧ | ઇસુ મશીહ જગતનો મુક્તિદાતા ... | | | | ૩; ૧૬-૨૧ |
| ૩૨ | ઈસુ મશીહના શિષ્યોનું બાપ્તિસ્મા | | | | ૩; ૨૨ અને ૪; ૨ |
| ૩૩ | એનોનમાં યોહાનનો ઉપદેશ, બાપ્તિસ્મા અને મશીહ વિષે સાક્ષી ... ... | | | | ૩; ૨૩-૩૬ |
| ૩૪ | ઈસુ મશીહનું ગાલીલામાં પાછા ફરવું | ૪; ૧૨ | ૧; ૧૪ | ૩; ૧૯, ૨૦ | |
| | અને યોહાનનું બંદીખાનામાં નંખાવું | ૧૪;૩,૪ | ૬;૧૭,૧૮ | ૪; ૧૪ | ૪; ૧-૩ |

| પ્રકરણ | બીના | માત્થી | માર્ક | લુક | યોહાન. |
|---|---|---|---|---|---|
| ૩૫ | સમરૂની સ્ત્રી સાથે વાર્તાલાપ ... | | | | ૪; ૪-૪૨ |


---

# ચોથો ભાગ.

## ગાલીલમાં ઇસુ મશીહનો ઉપદેશ, બાર પ્રેરિતોની નિમણુક ( એ દરમ્યાન ઇસુ મશીહનું યરૂશાલેમમાં જવું ).


| પ્રકરણ | બીના | માત્થી | માર્ક | લુક | યોહાન. |
|---|---|---|---|---|---|
| ૩૬ | ગાલીલમાં ધર્મસેવા | ૪; ૧૨,૧૭ | ૧; ૧૪,૧૫ | ૪; ૧૪,૧૫ | ૪;૪૩-૪૫ |
| ૩૭ | અમીરના દીકરાને સાજો કર્યો ... | | ૧; ૨૧-૨૮ | ૪; ૩૧-૩૭ | |
| ૩૮ | નાઝારેથના સભા-સ્થાનમાં ઉપદેશ ... | | | ૪; ૧૬-૩૦ | |
| ૩૯ | કાપરનાહુમમાં જઈ રહેવું ... ... | ૪; ૧૩-૧૬ | | લુક ૪; ૩૧ | |
| ૪૦ | ઇસુ મશીહના ખાસ શિષ્ય ... ... | ૪; ૧૮-૨૨ | ૧; ૧૬-૨૦ | ૫; ૧-૧૧ | |
| ૪૧ | ભુતવળગેલા માણ-સને સાજો કર્યો | | ૧; ૨૧-૨૮ | ૪;૩૧-૩૭ | |
| ૪૨ | પીતરની સાસુ અને બીજાં રોગીઓને સાજાં કર્યાં | ૮; ૧૪-૧૭ | ૧;૨૯-૩૪ | ૪; ૩૮-૪૧ | |
| ૪૩ | ગાલીલમાં પહેલી મુસાફરી ... | ૪; ૨૩ | ૧; ૩૫-૩૯ | ૪; ૪૨-૪૪ | |
| ૪૪ | કોઢીઆને સાજો કર્યો | ૮; ૨-૪ | ૧; ૪૦-૪૫ | ૫;૧૨-૧૬ | |

| પ્રકરણ | બીના | માત્થી | માર્ક | લુક | યોહા. |
|---|---|---|---|---|---|
| ૪૫ | કાપરનાહુમમાં જવું અને પક્ષઘાતીને સાજો કરવો ... | ૯; ૨-૮ | ૨; ૧-૧૨ | ૫; ૧૭-૨૬ | |
| ૪૬ | માત્થી દાણી ... | ૯; ૯-૧૩ | ૨; ૧૩-૧૭ | ૫; ૨૭-૩૨ | |
| ૪૭ | ઉપવાસ વિષે પ્રશ્નોત્તર | ૯; ૧૪-૧૭ | ૨; ૧૮-૨૨ | ૫; ૩૩-૩૯ | |
| ૪૮ | યરૂશાલેમમાં જવું અને આડત્રીસ વર્ષના માંદાને સાજો કરવો | | | | ૫; ૧-૪૭ |
| ૪૯ | વિશ્રામવાર વિષે વાદવિવાદ ... | ૧૨; ૧-૮ | ૨; ૨૩-૨૮ | ૬; ૧-૫ | |
| ૫૦ | સુકાઇ ગએલા હાથ-વાળાને સાજો કર્યો | ૧૨; ૯-૧૪ | ૩; ૧-૬ | ૬; ૬-૧૧ | |
| ૫૧ | ઇસુ મશીહની કીર્તિ ચોતરફ ફેલાઈ ગઇ ... | ૧૨; ૧૫-૨૧ અને ૪; ૨૩-૨૫ | ૩; ૭-૧૨ | ૬; ૧૭-૧૯ | |
| ૫૨ | બાર પ્રેરિતોની નિમ-ણુક ... ... | ૧૦; ૨-૪ | ૩; ૧૩-૧૯ | ૬; ૧૨-૧૬ | |

પ્રકરણ ૫૩–૨૨૩ અપૂર્ણ

# મશીહાખ્યાન.

## પ્રસ્તાવિક પ્રકરણ.

### ચાર સુવાર્તિક.

**રંગત છોટી.**

ચાર સુવાર્તાં રચનારાની, સંક્ષેપે હું કહું છું વાત;
માત્થી, માર્ક, લુક, યોહાન, એ ચારે જણની એક સાથ. ટેક.

ચોક.

પહેલો માત્થી મળ્યો ઇસુને, જકાત લેનાર કહેવાતો;
દાણની ચોકી પડતી મૂકી, નગરમાં આવ્યો માત્થી;
માત્થી સઘળું મૂકી દઇને, લાવ્યો ઇસુને નિજ ઘેર;
ઉત્તમ ભોજન આપી કરીને, વળતી વિચર્યો તે પેર;
કુટુંબ કબિલો કોરે મૂકી, લીધો ઇસુનો સંઘાત.—ચાર.

ચોક.

બીજો માર્ક પ્રેરિત નહોતો, તોપણ પાઉલનો સાથી;
પીતરના ભાષણથી થાતો, નિજ પીતરના કહેવાથી;
અંગીકાર કર્યો ઇસુનો, બનીઓ પાઉલનો સાથી;
પાઉલ પોતે ઉપદેશ કરતો, ખ્રીસ્ત ઇસુને જોવાથી;
માર્ક તેની સાથે રહીને, ફરતો મુસાફર સહુ પ્રાંત.—ચાર.

ચોક.

ત્રીજો લુક પણ પ્રેરિત નહોતો, તોપણ પાઉલનો સાથી;
પાઉલના કહેવાથી નહિ પણ, પોતે નજરે જોવાથી;
નજરે પોતે દીઠું તેવી, નોંધ કરી પુસ્તકની માંય;
માંદાને ઔષધની ખામી, ટળે વૈદ્યની પાસે જાય;
વૈદ્યરાજ આ લુક હતો, તેમાટ મટાડી નાત ને જાત.—ચાર.

ચોક.

ચોથો જણ યોહાન ખ્રીસ્તને, પ્રેરિતમાં પ્યારો લાગે;
પીતર, યાકુબ, યોહાન, ત્રણને, બાર માંહે કરતો આગે;
એક સમે આ બે બંધવને, માતા લાવી ઇસુ પાસ;
રાજ મળે જો તુજને અહીંનું, પદવી દેજે ઉંચી ખાસ;
ઉંચી પદવી લેવા માટે, યોહાનને મૂકયો નિજ માત.—ચાર.

ચોક.

ચાર સુવાર્તા રચનારાની, સંક્ષેપે મેં કીધી વાત;
માત્થી, માર્ક, લુક, યોહાન, એ ચારે જણની એક સાથ.
ચારે જણ ઈસુના ચેલા, ચાર સુવાર્તા રચનારા;
સંબોધકની સાથે રહીને, તારણ વાતો કહેનારા.
તારણ વાર્તા લખી ગયા તે, વિગતેથી વાંચો મુજ ભ્રાત.—ચાર.

---

"યથા ચતુર"

દોહરો.

ચાર સુવાર્તિક ગદ્યમાં, લખી ગયા વિણ ચુક;
"યથા ચતુર" સમ પદ્યમાં, વર્ણન કરીએ ટુંક.
માત્થી, માર્ક, લુક ને, ચોથો તો યોહાન;
અનુક્રમ લઇ સર્વનો કાવ્ય રચ્યું કર ગાન.
આ અમૃત આગે ધર્યું, કરવાને રસપાન;
માટે મારા મિત્ર તું, હરનીશ કરજે ગાન.

---

"એક માણસથી પાપ જગતમાં પેઠું." રૂમી. ૫; ૧૨.
ઉત્પ. ૩; ૧-૨૦.

રામથી.

સર્પે ભૂલાવી ભામની, હતો ધૂર્તમાં ધૂર્ત
સ્વરૂપ લીધાં સાપનાં, આવ્યો વાડીમાં તુર્ત. સર્પે.
શેતાને કીધું નારને, દેવે કીધું છે એમ;
આહાર કરજો સર્વનો, કહો કરીએ ન કેમ? સર્પે.

નારી બોલી તક મુખથી, સાંભળ ચતુર સુજાણ;
આજ્ઞા વિષે મમ વિરલા, તું છે અલ્પ અજાણ. સર્પે.

અમને કીધું છે ઈશ્વરે, કરજો સર્વ આહાર;
વાડીની વચ્ચેના વૃક્ષને, અડશો નહિ નરનાર. સર્પે.

આહાર કરીએ તેહનો, કરીએ સ્પર્શ કદાય;
આજ્ઞા તૂટે પ્રભુ દેવની, થઈએ ભ્રષ્ટ સદાય. સર્પે.

સર્પ ભણે છે ભામની, ગભરાશો નહિ ઉર;
આહાર કરતાં તેહનો, થશે લાભ જરૂર. સર્પે.

વૃક્ષ નિહાળ્યું નારીએ, મોહી લીધાં ઉર;
આહાર કરતાં તેવણે, ગુમાવ્યાં મુખનૂર. સર્પે.

આંખલડી ગઈ ઉઘડી, નગ્ન દીસે છે તન;
પોતે સીવીને પાંદડાં, કીધું આચ્છાદન. સર્પે.

નાથ પધાર્યાં વાડીએ, વ્હાલે કીધો પુકાર;
વાણી પ્રભુની સાંભળી, સંતાયાં નરનાર. સર્પે.

ક્યાં છે આદમ ક્યાં છે હવા, સુણી એવો અવાજ;
ઉત્તર દીધો આદમે, હું છું ભયભીત આજ. સર્પે.

સંતાઈ બેઠો વૃક્ષમાં, નગ્ન દીસે છે તન;
અંજીરી કેરાં પત્રનું, કીધું આચ્છાદન. સર્પે.

કોણે કહ્યું તું નગ્ન છે, શાને લાગે છે લાજ?
જે ફળ ખાતાં ના ઘટે, તે શું આરોગ્યાં આજ? સર્પે.

દોષ નથી પ્રભુ માહરો, એ છે નારીનું કાજ;
તેણીએ આપ્યું મુજને, મેં તો આરોગ્યું ત્યાંજ. સર્પે.

રે! રે! રમા તેં આ શું કર્યું, નારી ભણતી નાજ;
દોષ નથી પ્રભુ માહરો, એ છે શત્રુનું કાજ. સર્પે.

શેતાન ઉભો છે સામણે, કીધું પ્રભુએ ત્યાંય;
શાપિત છે તું સર્વદા, પશુ પંખીની માંય. સર્પે.

પેટ ઘસડતો ચાલશે, ખાશે ધુળજ તું;
વૈર વધારીશ સર્વદા, બંને વચ્ચે હું. સર્પે.

"સંતાન રહેશે ઉદરે, જણશે બાળક જેહ;"
"મસ્તક છુંદી નાંખશે, અંતે તારૂં તેહ." સર્પે.

નારીને કીધું એ સમે, દુ:ખે જણશે બાળ;
આધિન થઇ નિજ નાથને, રહેશે નર ને નાર. સર્પે.

રે! રે! આદમ તેં આ શું કર્યું, માની વહુ કેરી વાત;
શાપિત કીધી સૃષ્ટિને કીધી આત્મજ ઘાત. સર્પે.

કષ્ટિત થઇ આરોગશે, ખાશે ખેતરનું શાક;
ઉગી નીકળશે ઝાંખરાં, પરસેવો ને થાક. સર્પે.

રે! રે! આદમ તું તો, ધુળ છે, ઘડી લેવાયો મુળ;
અંતે અરે તુજ દેહડી, થશે ધુળની ધુળ. સર્પે.

---

## તારનારનું વચન.

ઢાળ.

દેવ કુંવરની કહું કથા, અધમ ઉદ્ધારણ હાર;
રાજને, તાજને, તખ્તને ત્યાગે, સ્વર્ગિય રાજ કુમાર.
આદિએ શબ્દ અનાદિએ દેવ, હતો યુગો યુગ નાથ;
ત્રિલોક મંડળ તેણેજ કીધાં, ત્રિએક દેવની સાથ.
આદમ દેહ ઘડયો નિજ હાથે, સંગતમાં શુભ નારી;
તોપણ તેવણે પાપ કરીને શાપ લીધા શિર ભારી;
પ્રેમ ભર્યું શુભ વેણ વધો તે જગત ઉદ્ધારવા કાજ;
પાપ નિવારવા પ્રાણ હું અર્પું જન્મ ધરૂં જગમાંજ.
કયારે પ્રભુ મારૂં કલ્યાણ થશે, કયારે જનમશે નાથ;
કોણ પતિતનો ત્રાતા થશે આ, આદમને સુખ માટ?
"નારીની કુખે રહેશે હવેથી દિવ્ય મનોહર દેવ;"
"સમયની સરહદ સમિપે જન્મ ધરે તત્ખેવ."

"શેતાનનું શિર ચૂર કરીને સ્વાધિન કરશે રાજ,"
"નિયમનું બળ ભંગ કરીને ક્ષમા ધરે શિરતાજ."
અશરણુને શરણાગત તારૂં કાવ્ય રચ્યું દિલ સાફ
સેવકમાં ભૂલ હશે કદાપિ તો પ્રભુ કરજે માફ.

---

## સુવાર્તા.

ગરબી.

મેં તો ઇસુના મુખથી સાંભળી હો! વાતલડી!
તે તો કરે છે મુજ પર પ્યાર રૂડી વાતલડી!
તેની રસનાએ અમૃત ઝરે હો! વાતલડી!
તેના હોઠે અમીની ધાર રૂડી વાતલડી!
મેં પીધું અધરામૃતરે હો! વાતલડી!
મારો ખર્યો મરણનો ડંખ રૂડી વાતલડી!
તેના શોર હૃદયની પાર રે હો! વાતલડી!
મીઠા ટહુકે મોહનાં બાણ રૂડી વાતલડી!
તારો આવડો તે શો શોર રે હો! વાતલડી!
વ્હાલી કાળજડું મા કોર રૂડી વાતલડી!
વારી વારી તેં મોહિત કર્યાં હો! વાતલડી!
તું તો પીડે અમારા પ્રાણ રૂડી વાતલડી!
તારી જીભે ઘણું છે જોર રે હો વાતલડી!
ભલાં તુંથી ભાલાતીર રૂડી વાતલડી!
તું રગ રગ સાંધા વિંધતી હો વાતલડી!
તેં તો ઘાયલ કીધા પ્રાણ રૂડી વાતલડી!
તું વન વન કુંજ કુંજ ભેદતી હો વાતલડી!
તુંથી રીઝે રડતાં બાળ રૂડી વાતલડી!
માન રાખ્યું તેં સ્વામીતણું હો વાતલડી!
બાકી સહુને કીધાં પાયમાલ રૂડી વાતલડી!
તેં જ્ઞાનીને ઘેલા ગણ્યા, હો! વાતલડી!
કંઇ તર્કી તોડે તૃણ રે હો! વાતલડી!

સખી મુજથી ન છાની રાખ રે હો ! વાતલડી !
અમે થયાં બળીને ખાખ રૂડી વાતલડી !
સખી વિગતેથી વિસ્તાર રે હો ! વાતલડી !
તું વરી અમરવર નાથ રૂડી વાતલડી !
તેં લગાડયો રૂદીએ રંગ રે હો ! વાતલડી !
વ્હાલે જગત મોહ્યું ને તેં મન રે હો ! વાતલડી !
તું મશીહની રસના ખરી હો ! વાતલડી !
તેડે બેઠી તું સહુને પાસ રૂડી વાતલડી !

**પ્રસ્તાવિક પ્રકરણ સમાપ્ત.**

---

# મશીહાખ્યાન.

## પહેલો ભાગ.

ઇસુ મશીહ તથા યોહાનનો જન્મ અને બાલ્યાવસ્થા.

## ૧ પ્રકરણ.

ઇસુ ખ્રીસ્તની વંશાવળી, માત્થીમાં.

**છપ્પા.**

ઇબ્રાહીમથી પુત્ર થયો ઇસ્હાકજ પોતે,
ઇસ્હાકથી યાકુબ થયો ઇસ્રાએલ તો તે;
યાકુબથી યહુદા અને નિજ બંધુ જન્મ્યા,
તે બંધુનાં બાર કુળો પ્રખ્યાતિ પામ્યાં.
વળી યહુદાને થામારથી ફારસ ને ઝારા હવા;
ફારસથી હસરૂન ને, હસરૂનથી આરામ થવા.

આરામે નાદાબ અમીનાદાબે નાહશોન,
નાહશોને સલ્મોન થયો સલ્મોને બોઆઝ;
બોઆઝે ઓબેદ થયો ઓબેદે યિશાઇ,
યિશાઇએ દાઉદ થયો ઇશ્વરની દુવાઈ.
વળી ઉરીયાહની જે વહુ હશે, તેને પેટે અવતર્યો;
દાઉદ રાજાનો કુંવર, સુલેમાન ઉત્પન્ન થયો.

સુલેહથી રહબામ આમથી અબીયા હૂવો,
અબીઆથી આસા અને આસાથી જુઓ;
યહોશાફાટ ઉત્પન્ન થયો શાફાટે યોરામ,
યોરામે ઉઝીયાહ અને ઉઝીયાહે યોથામ.
વળી યોથામે આહાઝને, હાઝે હઝકીયાહ થયો;
યાહથી મનાસ્શેહ; સ્શેહથી આમોન ભયો.

આમોને જનમાવીઓ સુત નામજ યોશીયાહ;
બાબેલમાં બંદી થયો ત્યાં જન્મ્યો યખોન્યાહ;
ન્યાહથી સલથાઈલ થાઈલથી ઝરૂબ્બાબેલ,
બેલથી અબીહુદ થયો એલિયાકીમ કાબેલ.
વળી કીમથી આઝોરને, ઝોરથી સાદુક જે;
સાદુકથી આખીમને ખીમથી એલીહુદ છે.

એલીહુદથી પુત્ર થયો એલીઆઝર જે તે,
ઝરથી તો માત્થાન અને માત્થાને પોતે;
યાકુબને જનમાવીઓ યાકુબે યુસફ,
મરિયમથી વિવાહ થયો સ્વામી જે યુસફ.
વળી મરિયમથી ઈસુ થયો, યુસફથી નવ જાણીએ;
ઈસુ ખ્રીસ્ત કુંવરીતણો, આદિ પુત્ર પ્રમાણીએ.

---

## પેઢીઓની ગણત્રી.

દોહરા.

ઈબ્રાહીમથી દેખીએ દાઉદ સુધી છેક;
પેઢી કુલે ચૌદ છે, પ્રથમ ગણતી એક.
દાઉદથી બાબેલના, બંધન સુધી જેહ;
પેઢી ગણતાં ચૌદ છે, બીજી ગણના તેહ.
બાબેલના બંધન પછી, ઈસુ ખ્રીસ્ત લગ ચૌદ;
કુલે બેંતાળીશ છે, ચૌદ, ચૌદ ને ચૌદ.

---

# ૨ પ્રકરણ.

## ઝખાર્યાહ અને એલીસાબેત.

છપ્પા.

યહુદાહ મધ્યે રાજકાજ હેરોદ કરે છે,
ઝખાર્યાહ ધુમધામ યાજકપદ ધરે છે;
અબિયાહ કેરા વર્ગતણા યાજકને વર્તો,
મંદિર મધ્યે વર્ગ પ્રમાણે સેવા કરતો.

તેની વહુ હારૂનની, દીકરીઓમાંની દીસે;
મંદિરમાં કુળ દેવની, ભક્તિ કરતી દીલ વિષે.

બંને વર ને વહુ પ્રભુની ભક્તિ કરતાં,
ન્યાયી અને નિર્દોષ રીતે વિધિમાં ફરતાં;
બંને વર ને વહુ, અતિશે ઘરડાં હુતાં,
આવરદા પર્યંત કંઇ સંતાન નહોતાં.
એલીસાબેત રહી વાંઝણી, વરવહુ બે સંતોપીએ;
પુત્ર કે પુત્રી કંઇ નથી, વયમાં ડોસો ડોસી એ.

---

## ઝખાર્યાહુને દર્શન.

**રાગ મારૂ.**

યરૂશાલેમ નગર શુભકારીરે,
રૂમી રાજ મહા બળ ધારીરે;
રાજગૃહ અતિ આનંદ કારીરે,
ધર્મ ક્ષેત્ર મહિમામાં ભારીરે.
જેને સર્વ જનો વખાણેરે,
પરમ પવિત્ર ધામ અતિ માનેરે;
તેમાં મંદિર ધામ અનુપરે,
સેવા કરવા આવે સહુ ભૂપરે.
મંદિર ઝળકે કંઇ મીનાકારીરે,
યરૂશાલેમનો મહિમા ભારીરે;
સુંદર દયાસન શોભે ઘણુંરે,
રચ્યું ઘડતર સહુ સોનાતણુંરે.
ધૂપ દાન દીપક બિરાજેરે,
વિવિધ પાત્ર કનકનાં છાજેરે;
વિણા, વાંસળી, શિંગ બજાવેરે,
રાગ તાલ મૃદંગમાં ગાવેરે.

વિવિધ પૂજા વિવિધ આરતિરે,
હોમ યજ્ઞ સેવા દીન રતીરે;
યજ્ઞ હોત્ર સેવાનો મર્મરે,
વિવિધ રીતથી પાળે ધર્મરે.
ધર્મ ધામ ધુરન્ધર લોકરે,
સેવા કરવા આવે થોકે થોકરે;
જે કોઈ યાજકનું પદ પામેરે,
તે તો મંદિર મધ્યે જામેરે.
સેવા કાર્ય કરે વારાફરતીરે,
સર્વ યાજક રીતી ધરથીરે;
એવે આવ્યો ઝખાર્યાહનો વારોરે,
દીપે અવસર અહો બહુ સારોરે.
દીપે ભવ્ય ધૂપાગ્નિ જ્વાળારે,
સકળ સભા મળી છે બહારરે;
કરે પ્રાર્થ પ્રભુની પ્રીતેરે,
સર્વ મળીને એકજ ચિત્તેરે.
આવી ઉભો ઝખાર્યાહ યાંહીરે,
કીધો પ્રવેશ મંદિર માંહીરે;
નિરખી યાજક સભા રહી છાનીરે,
ધરી હાથ વિષે ધૂપ દાનીરે.
વેર્યું ધૂપ અગ્નિ મધ્યે તાજુંરે,
ઉભો વેદીની જમણી બાજુરે;
એવે દર્શન દીઠું ત્યાંયરે,
નિરખી દૂત અચંબીત થાયરે.
તેણે પેખી તત્કાળજ લીધારે,
તે તો અંતરમાં બહુ બાહીધારે;

"દૂતે કહ્યું ડરો નવ ભાઈરે,
તારી વિનંતીઓ સંભળાઇરે."
"એલીસાબેત પુત્રને જણશેરે,
તેનું નામ તું યોહાન ભણશેરે;"
"તેને નિરખી જનો હર્ષ કરશેરે,
તું તો હર્ષાનંદે ફરશેરે."
"લઘુ બાળક જે પ્રસવશેરે,
પ્રભુ પ્રત્યે પરિપૂર્ણ થશેરે;"
"તે તો દ્રાક્ષરસ નવ પીશેરે,
બાળાપણથી પવિત્ર દીસેરે."
"તે તો કરે ન સુરા પાનરે,
જેને મદિરાનું નહિ ભાનરે;"
"તેના અંતરમાં પ્રભુ વસેરે,
શુદ્ધ આત્માએ ભરપુર થશેરે."
"તે તો યહુદીને ફેરવશેરે,
પ્રભુ મધ્યે ઘણાને મેળવશેરે;"
"તેને એલીયાનો આત્મા મળશેરે,
પ્રભુ પૂર્ણ પરાક્રમ ભરશેરે."
"તે તો બાળકોને કેળવશેરે,
માત પિતાનાં મન મેળવશેરે;"
"તે તો ન્યાયીઓના પંથ શીખવશેરે,
ઘણા નાસ્તિકોને જ્ઞાન મળશેરે."
"તે તો નિતિના ધારા ધરશેરે,
પ્રભુ અર્થે કુળો સિદ્ધ કરશેરે;"
ત્યારે ઝખાર્યાહ બોલ્યો ત્યાંથીરે,
મને જણાય એ બધું શાથીરે?

હું તો ઘરડો ખખ થયો છું રે;
હવે યૌવનમાંથી ગયો છુંરે;

મારી વહુ ઘણી વૃદ્ધ થઈ છેરે,
ગર્ભ ધારણની ઋતુ ગઇ છેરે.

હું છું ડોસો ને એ છે ડોસીરે,
કહો જોષ જુએ શું જોષિરે!

"ત્યારે દૂતે કહ્યું સુણ ભાઇરે,
એમાં નથી કશી નવાઇરે."

"નથી ચેટક નથી ભૂતરે,
હું છું ગાબ્રીએલ મહા દૂતરે;"

"હું છું દૂત પ્રભુ પ્રત્યક્ષરે,
ઉભો રહું છું નિત્ય સમક્ષરે."

"હું તો આવ્યો પ્રભુથી આજરે,
તને સંદેશો દેવા કાજરે;"

"નિશ્ચે એ બધી બીના બનશેરે,
એલીસાબેત પુત્રને જણશેરે."

"એ છે સુવાર્તાનો સંદેશોરે,
એમાં નથી કશો અંદેશોરે;"

"તેની આપુ તને નિશાનીરે,
મારી વાતો તેં નવ માનીરે."

"તું તો મૂગો ને દિગ્મૂઢ રહેશેરે,
અવિશ્વાસથી શિક્ષા સહેશેરે;"

એવું કહી અદૃશ્ય થયોરે,
ત્યાંથી ઝખાર્યાહ મૂગો રહ્યોરે.

તેને લાગી મંદિરમાં વારરે,
વાટ જોતાં ઉભાં સહુ બહારરે;

તેણે ઉઘાડયું મંદિર દ્વારરે,
આવી ઉભો સભા મોઝારરે.

ત્યાં તો સભા ખીચોખીચ જામીરે,
તેને જોતાં અચંબો પામીરે;

તેને પ્રશ્ન પૂછે ધરી પ્યારરે,
તે તો બોલે ન તેણી વારરે.

તેઓ સમજ્યા થઈ પ્રસન્નરે,
તેને થયું હશે દરશનરે;

તે તો ઈસારા કરતો હાથેરે,
કાંજે મૂંગો રહ્યો તે માટેરે.

તે તો શકે ન શબ્દ ઉચ્ચારીરે,
નિરખી હાસ્ય કરે નરનારીરે;

તેની ક્રિયા પરિપૂર્ણ થાતાંરે,
તે તો ઘેર ગયો હરખાતારે.

---

## એલીસાબેતને ગર્ભ.

દોહરા.

એ શુભ અવસર વિતતાં, વિખરાયાં નરનાર;
એલીસાબેત ઉદરે, ગર્ભ રહ્યો નિરધાર.

પાંચ માસ તો સુંદરી, ગુપ્ત રહિ નિજ ઘેર;
બોલી મુખથી બોલ તે, સમજો રૂડી પેર.

પ્રભુએ મહેણું ટાળવા, કીધી મુજપર મહેર;
પુત્ર રૂડો પ્રસવશે, થાશે લીલા લહેર.

---

# ૩ પ્રકરણ.

## મરિયમને દર્શન.

---

### નાઝારેથ.

**દોહરા.**

યરૂશાલેમ શહેરની, દક્ષિણ સરહદ બહાર;
નગર એક રળીઆમણું, નાઝારેથ નિરધાર.

છે ઉંચું ગિરિશૃંગ આ, સુંદર શોભે વાટ;
ચઢીએ તેની ઉપરે, નિરીક્ષણને માટ.

પ્રથમ દૃષ્ટિ ફેંકજે, પશ્ચિમ દિશા પાર;
સ્ફટિકસમ ઝળકી રહ્યો, જળનિધિ આવાર.

ઉંચા આ ગિરિશૃંગથી, દીસે કિનારો દૂર;
ગાજે જ્યાં ગંભીર મધુર, મધ્ય સાગરનું પૂર.

દિવ્ય ભૂમિને આંગણે, મધુર ગાન ગવાય;
સુણતાં સ્વર નિજ અંતરે, અદ્‌ભુત રસ છલકાય.

સૃષ્ટિ સુંદરતા જુઓ, ધરતી ઈશ્વર ધ્યાન;
દક્ષિણે દેખાય છે, મનહર આ મેદાન.

સ્મિત કરંતી આંખડી, ફરકે છે ચોફેર.
મંદ મંદ અનિલની, આવે આશી લહેર.

સૃષ્ટિ સૌંદર્ય જુઓ, આ ઉપવન મોઝાર;
નવ પલ્લવ તરૂ દીપતાં, અંબર અપરંપાર.

કપોત પક્ષી વૃક્ષમાં, લલકારે નિજ ગાન;
સુણતાં અંતર ઉપજે, નૃતિકાને તાન.

લોટણ પક્ષી પુષ્પમાં, ઝુલતું નિત્ય જણાય;
જોતાં પુષ્પ તુજ મુખડે, મીઠું સ્મિત લહેરાય.

વિહંગના આલાપમાં, ભૂલે ગવૈયા ભાન;
ગાંધર્વોના કંઠનું, ઉતરે ત્યાં અભિમાન.

કુસમો વિધ વિધ રંગનાં, ખીલ્યાં સુંદર ફૂલ;
તરૂણી આ તુજ આગળે, તરણાને જે તુલ.

ખીલ્યાં પુષ્પો અવનવાં, વહે સુગંધ અમૂલ;
શું કરશે તુજ આગળે, પારિજાતક ફૂલ.

ન્હાનકડી આ નદ જુઓ, મહાલે વન મોઝાર;
મંદ મંદ હાસ્ય વિનોદમાં, વહેતી અમૃતધાર.

વન વન, કુંજ કુંજ ક્ષેત્રને, લીલાં બીડ જણાય;
દાઉદ ઘેટાં ચારતો, આ ઉપવનની માંહ્ય.

ચૂમે છે આકાશને, ઉંચા પર્વત દૂર;
વિધ વિધ રચનાથી ભરી, પૂર્વ દિશા ભરપુર.

ઉત્તર બાજુ દીપતી, પર્વત કેરી હાર;
ગગન ચુમ્બીત શિખરો, દીસે અપરંપાર.

આ ગિરિશૃંગની ઉપરે, જૈતુન વૃક્ષ ભરપુર;
નિલવર્ણી આકાશને, આલિંગે નિજ ઉર.

વેલી વિધ વિધ ભાતની, વળગી જૈતુન વૃક્ષ;
સતી પતિના અંગને, આલિંગે પ્રત્યક્ષ.

સ્પર્શે આ ઘન વાદળી, વૃક્ષઘટા ઘનઘોર;
નાચે વન પશુ પંખીઓ, ઉગ્ર મચાવી શોર.

ઉંચા આ ગિરિ શૃંગથી, જુઓ તળેટી પાસ;
નિર્મળ ઝરણું નીરનાં, ઝરતાં આ ચોપાસ.

મધમાખી રસ સિંચતી, મધ સંગ્રહને માટ;
રચતી ઉંડા ખડકમાં, મધપૂડા ભલીભાત.

આજુબાજુ ડુંગરા, ડુંગરા મધ્યે ગામ;
તે પરથી સ્હેજે પડયું. "પહાડી મુલક" નામ.

રે! નાસ્તિક તું આ સ્થળે, ધર બેસીને ધ્યાન;
કુદરતના કર્તા વિશે, મળશે તુજને જ્ઞાન.

એ સહુ શોભા બહારની, દિવ્ય ભૂમિ સુપાત્ર;
અંતર શોભા આગળે, કુદરત કોણજ માત્ર?

વસતી પ્રાચીન કાળથી, આશીર્વાદીત કોમ;
પ્રભુના આશીર્વાદથી, આશીર્વાદીત ભોમ.

મુસાફરોએ ગ્રંથમાં, લખીઆ છે શુભ લેખ;
આ સ્થળ જેતું જગતમાં, નથી મનોહર એક.

તો પણ લખાયું શાસ્ત્રમાં, જોતાં એમ જણાય;
ઉંચ લોકોની દૃષ્ટિએ, અધમ નગર લેખાય.

દીસે જન અજ્ઞાનીઓ, ભાવે ભણતા કોક;
"નાઝારી" કહી નીંદતા, અન્ય નગરના લોક.

વિધ વિધ કુળના લોકની, મિશ્રિત વસતી મૂળ;
શ્રેષ્ઠ ગણાતું સર્વથી, દાઉદ કેરૂં કુળ.

તે કુળની એક કન્યકા, વસતી પુર મોઝાર;
મરિયમ નામે યુવતી, શુદ્ધ કુમારી નાર.

તેમજ વળી તે કુળનો, નાઝારેથ મોઝાર;
યુસફ નામે એકજણ, વસતો તેણી વાર.

સંપત નહોતી સામટી, નર બહુ નીતિવાન;
સૂતારનો ધંધો કરી, કરતો નિજ ગુજરાન.

સગપણ રૂડાં સાંધીવાં, એજ પુરૂષની સાથ;
વિવાહ થયા વિણ તેહનો, વચમાં બની એક વાત.

ઉતર્યો દૂત આકાશથી, નાઝારેથ મોઝાર;
દર્શન દીધું નારને, વરણું વિગતવાર.

---

## મરિયમને દર્શન.

**બનજારો.**

તું સાંભળ હે શુભ નારી, મરિયમ તુજને બલિહારી;
ધન્ય ધન્ય જનુની ભારી, મરિયમ તુજને બલિહારી. ટેક.

"અહો! કૃપા પામેલી નારી, તને ક્ષેમકુશળ આવારી;"
"રહે શાન્ત અને સુખકારી." મરિયમ.

"તને પુત્રની પ્રાપ્તિ થશે, દેવકુંવર તુંથી જનમશે;"
"અહો! ગર્ભતણી ધરનારી." મરિયમ.

"રૂડું ગુણીયલ નામ ગણી લે, ઈસુ પુત્ર સુપુત્ર ભણી લે;"
"ધન્ય સુત પુનિત કુમારી." મરિયમ.

"તેનું રાજ સનાતન રહેશે." દિવ્ય તાજ શિરોમણી બેસે;"
"જેમ શાશે રવિ સુખકારી." મરિયમ.

તવ રમા ઘણું ગભરાણી, સુણી પ્રમુખ દૂતની વાણી;
થઈ મૂર્ચ્છિત તે અતિ ભારી. મરિયમ.

આતો દિવ્ય પુરૂપ કોઈ દીસે, અહો! કેવી કુશળતા હોશે?
કરે તર્ક વિતર્ક વિચારી. મરિયમ.

હું છું કન્યા શુદ્ધ કુમારી, મારૂં શિયળ સાચવનારી;
પુત્ર વાત ભણો શું ભાળી, મરિયમ.

મેં નથી પુરૂપને જાણ્યો, નથી સંસાર સુધારસ માણ્યો;
ક્યાંથી ગર્ભ રહે પરબારી? મરિયમ.

"ઓ રૂડી રમા, તું ડર મા. આ તર્ક વિતર્કો ધર મા;"
"હું છું દૂત પ્રભુનો ભારી." મરિયમ.

"નારી સગી જોને સુખ પામી ધરી ગર્ભ અને દુઃખ વામી;"
"તું છે યૌવન વેવીશાળી" મરિયમ.

"પ્રભુ પૂર્ણ પરાક્રમ ભરશે તમો પર આચ્છાદન કરશે;"
"થશે પુત્ર પિતા વિણ નારી" મરિયમ.

"કો કાર્ય પ્રભુનું ન કાચું સદા વેણ પ્રભુનું સાચું;"
"શાને સંદેહ રાખ કુમારી?" મરિયમ.

"રહે સુખી સુગર્ભાં જેહ, પ્રભુ સંગતમાં તુજ છેહ;"
"લહે ક્ષેમકુશળ સ્વીકારી." મરિયમ.

થયો અદસ્ય એવું કહી, મરિયમે વાતો દીલ ગ્રાહી;
થશે કાર્ય સિદ્ધિ અવસારી. મરિયમ.

અહો! અદ્ભુત ગતિ પ્રભુ તારી, લીધી અબળાને આજ ઉદ્ધારી;
દીનાનાથ હું દાસી તમારી. મરિયમ.

---

## ૪ પ્રકરણ.

### મરિયમ અને એલીસાબેતની મુલાકાત.

**ગરબી.**

મા પહાડી તે દેશમાં સંચર્યાં, મા મેરીરે;
ગયાં સત્વર યહુદા દેશ, બાળ કુમારીરે.

ગયાં એલીસાબેતને ઘેર, માતા મેરીરે;
કહ્યા ક્ષેમકુશળ રૂડી પેર, બાળ કુમારીરે.

સખી! ભેટયાં અન્યો અન્ય, માતા મેરીરે;
લીધાં આલિંગન ચુંબન, બાળ કુમારીરે.

સુણ એલીસાબેતના સાદ, માતા મેરીરે;
જાણે મધુર મોરના નાદ, બાળ કુમારીરે.

આ કૃપા તે મુજને કેમ? માતા મેરીરે;
મારા પ્રભુની મા કહે ક્ષેમ!! બાળ કુમારીરે.

સખી! તારા તે ફળને ધન્ય! માતા મેરીરે;
સખી! તારા ઉદરને ધન્ય! બાળ કુમારીરે.

તુજ કુળદીપકને ધન્ય! માતા મેરીરે;
સહુ નારીમાં તુજને ધન્ય! બાળ કુમારીરે

સખી! મારૂં ઉદર નિહાળ, માતા મેરીરે;
એમાં બાળક લે છે ફાળ? બાળ કુમારીરે.
તુજ દર્શનથી ઘેલું બને, મા મેરીરે;
તને નિરખી હર્ષ ન માય, બાળ કુમારીરે.
એ પ્રીતિતણાં શાં ગેલ? માતા મેરીરે;
શો અજબ પ્રભુનો ખેલ! બાળ કુમારીરે.

---

## મરિયમની સ્તુતિ.

**ગરબી.**

સખી! મારે હૈયે હર્ષ ન માય, કે પ્રભુ મારે આંગણેરે લોલ!
સખી! મારા અંતરમાં આનંદ! કે પ્રભુ મુજ પારણેરે લોલ!

સખી! મને સઘળા કહેશે ધન્ય! પ્રભુને કારણેરે લોલ!
સખી! મારી આંખલડીમાં તેજ! પ્રભુને તારણેરે લોલ!

સખી! મુજ સેવકણીની સહાય! કીધી બહુ હેતથીરે લોલ!
સખી! મુજ અબળાનો આધાર! થયો પ્રભુ પ્રીતથીરે લોલ!

સખી! જેના અંતર માંહે બીક! પ્રભુની પ્રીતથીરે લોલ!
સખી! એવાં દીનજનોને ઉચ્ચ! કીધાં બહુ રીતથીરે લોલ!

સખી! મારા પૂર્વજના આશીષ! પ્રભુને સાંભર્યાંરે લોલ!
સખી! મારે માટે મોટાં કાર્ય! પ્રભુએ બહુ કર્યાંરે લોલ!

સખી! જેને ગર્વિષ્ટોનો ગર્વ! ઉતાર્યો આજથીરે લોલ!
સખી! જેને સરદારોને હેઠ! ઉતાર્યાં રાજથીરે લોલ!

સખી! જેને રંક બન્યા કંઈ રાય! પ્રભુને કારણેરે લોલ!
સખી! એવા જગતોદ્ધારણહાર! પ્રભુ મુજ પારણેરે લોલ!

સખી! જેને શ્રીમંતોના હાલ! પ્રભુને વિસર્યાંરે લોલ!
સખી! જેને ભૂખ્યાંને ભોજન! પ્રભુએ પીરસ્યાંરે લોલ!

સખી! મારા ઉદરમાં એ ગર્ભ, પવિત્ર નર ભાળશુંરે લોલ!
સખી! જેનું નામ ઈમાનુએલ, પરમપદ પામશુંરે લોલ!

## વિયોગ.

**દોહરો.**

ત્રણ મહિના લગ તે સ્થળે, મરિયમ રહી મેમાન;
ત્રણ મહિના વિત્યા પછી, ગઈ પોતાને સ્થાન.

---

# ૫ પ્રકરણ.

## યુસફને દર્શન.

**રાગ મારૂ.**

ઈસુ ખ્રીસ્ત જનમીઓ જેમરે, તેનું વર્ણન લખીએ તેમરે;
તેની મા હતી મરિયમ બાઈરે, સાંધી યુસફ જોડે સગાઈરે.
તેને સ્પર્શ થયો નથી એવેરે, ગર્ભવંતી કરી પ્રભુ દેવેરે;
પ્રભુ પવિત્ર આત્મા થકીરે, મરિયમ કુમારી થઈ ગર્ભવતીરે.
એવે જાણી યુસફે વાતરે, તેણે શંકા ધરી દિલસાથરે;
તેણે તત્ત્વ ન લીધું તપાસીરે, તેતો થયો અંતરમાં ઉદાસીરે.
તેણે વિધ વિધ રીતે વિચાર્યુંરે, અંતે મૂકી દેવા દિલ ધાર્યુંરે;
એવે સ્વપ્ન થયું સુખકારીરે, ડર્યો યુસફ દૂત નિહાળીરે.
"દૂતે કહ્યું ડરો નહિ ભાઈરે, સુણ વધામણી સુખદાઈરે."
"યુસફ દાઉદકેરા સુતરે, હું છું દિવ્ય પ્રભુનો દૂતરે;"
"તારી વહુથી રખે તું ડરતોરે, રખે મૂકી દેવાનું કરતોરે."
"તેને ગર્ભ રહ્યો જે સુન્દરે, પ્રભુ પવિત્ર આત્માથી ખુદરે;"
"ધરો શંકા ન યુસફ કાંઈરે, એ છે પૂર્ણ પવિત્ર બાઈરે."
"રૂડો પુત્ર તેણી પ્રસવશેરે, જેનું નામ તું ઈસુ ધરશેરે;"
"તેતો પાપીનું કલ્યાણ કરશેરે, એમ ભવિષ્ય પુરૂં પડશેરે."
"જુઓ કુમારી ગર્ભિણી થશેરે, ગર્ભવંતી થઈ પુત્ર જણશેરે;"
"જેનો અર્થ ધરો મુખ પાઠેરે, પ્રભુ રહેશે સદા અમ સાથેરે."

એવું કહી અદૃશ્ય થયોરે, ત્યાંથી યુસફ જાગી ગયોરે;
તેણે વાત રૂદેમાં ધારીરે, દીધી શંકા સર્વ નિવારીરે.
વહુને તેડી લાવ્યો નિજ ઘેરરે, તેને સંભાળે રૂડી પેરરે;
તેતો રહેતી સદા વર સાથેરે, તેને જાણી નથી નિજ નાથેરે.

---

## ૬ પ્રકરણ.

### યોહાનનો જન્મ અને સુંનત.

**ગોડીની દેશી.**

એલીસાબેત જણી રૂડા પુત્ર, સગાં સંબંધીને ચરસૂત્ર;
સુણી મળવાને આવ્યા ધાઈ, દર્શન કરવાને દીધી વધાઇ.
પ્રથમ માસને પ્રથમ વર્ષ, કરી દર્શન પામ્યાં હર્ષ;
એમ આઠ દિવસ વહી ગયા, સુંનત કરવાને તમર થયા.
તેની સુંનત કરવાને માટે, ગયાં મંદિરમાં સહુ સાથે,
તેના નામની ચર્ચા ઉઠી, તેની માતા સર્વે પર રૂઠી.
કોઇ કહે ધરો ઝખાર્યાહ, તવ એલીસાબેતે વાર્યાં;
તેણે કહ્યું તેઓને આમ, ધરો યોહાન રૂડું નામ.
ત્યારે સગાં સહુ ખળભળી ઉઠયાં, સર્વે એલીસાબેત પર રૂઠયાં;
એવું નામજ લાવીરે કયાંથી? તારાં સગાં મધ્યે તો એ નથી.
સર્વ ઇસારે પિતાને પૂછે, એનું નામ ધરાવવું શું છે?
તેણે મંગાવી પાટી ને પેન, તેનું નામ લખ્યું યોહાન;
એમ લોક અચંબો પામે, સુણી યોહાન વિચિત્ર નામે.
એવે આશ્ચર્ય નોતમ થયું, તેનું મુખડું ત્યાં ઉઘડી ગયું;
તેની જીભલડી થઇ છૂટી, તેણે કીધી ઇશ્વરની સ્તુતિ.
તેની વાણી સુણી બૂમ જાગી, સર્વ રહેવાસીને બીહીક લાગી;
સર્વ શ્રોતાજને કહ્યું ભાઈ, કેવો પુત્ર થશે જગમાંહી;
એવું અદ્ભુત નામ જે ધરશે, કેવાં અદ્ભુત કૃત્ય તે કરશે?

# ઝખાર્યાહુની સ્તુતિ.

**દોહરા.**

ઈસ્રાએલનો દેવજે, મહાન મહિમાવાન;
શ્રેષ્ઠ મનાએ સર્વદા, ગૌરવ સ્તુતિ માન;

હે પ્રભુ. તેં નિજ લોકને, સંભાર્યાં ભલીભાત;
યોગ્ય સમે નિજ દાસની, લીધી મુલાકાત.

હે પ્રભુ, તેં નિજ લોકનો, કીધો પૂર્ણોદ્ધાર;
એ યાદી ઉર રાખતાં, વંદીએ વારંવાર.

સદ્‌ભકતો નિજ મુખથી, વદતા આવ્યા જેહ;
શુભ વચનો પુરાં કર્યાં, મુજ સન્મુખ સહુ તેહ.

દર્શાવ્યું નિજ હસ્તથી, દાઉદ કુળ મોઝાર;
ઉભું કીધું ઇશ્વરે, શિંગ મહા સુખકાર.

શત્રુને સંહારવા, દ્વેષી કરવા દૂર;
આપણને ઉગારવા, તારણ કીધું પુર.

પૂર્વજ પ્રત્યે ભાખતો, વચનો વારંવાર;
પૂર્ણ દયા દર્શાવવા, સંભાર્યો ઇકરાર.

ઇબ્રાહીમની આગળે, સોગન ખાધા જેહ;
તે સોગન સંભારતાં, અંતરવ્યાકુળ તેહ.

વૈરીને વિખેરવા, દ્વેષી કરવા દૂર;
શત્રુને સંહારવા, અંતરમાં આતુર.

શત્રુઓના હાથથી, છોડાવ્યા નિજ ભક્ત;
નિર્ભયતાથી સેવીએ, ઇશ્વરને હરવખ્ત.

ન્યાયીપણું ને શુદ્ધતા, સેવાનો શૃંગાર;
આયુષ્યભર સેવા કરે, સેવક નર ને નાર.

---

## ઝખાર્યાહનું ભવિષ્ય.

ભૈરવ. (જાગ મુજ વ્હાલા બાળ.)

અને એ છોકરા, તું આજ, ભવિષ્યવાદી કહેવાશે;
પરાત્પરના પવિત્ર માર્ગ, ઉપર નિરંતર ચાલશે.—ટેક.

પોતાના લોકના તારણ કાજ, પાપોની માફી મળવા આજ;
પ્રભુનો માર્ગ શીખવવાજ, ઘણી દયા દર્શાવશે.—અને.

મરણછાયામાં બેઠેલાં, અંધકારમાં પેઠેલાં;
રેણુંનાં સંકટ વેઠેલાં, અરૂણોદય પ્રગટાવશે.—અને.

અબુદ્ધો કરશે ભ્રાન્તિ ત્યાગ, અડિયલો કરશે પશ્ચાત્તાપ;
પ્રભુનો જડશે શાન્તિમાર્ગ, તૈયારી તું કરાવશે.—અને.

---

## ૭ પ્રકરણ.

### ઈસુ ખ્રીસ્તનો જન્મ.

---

### જન્મભૂમિ.

રામગ્રી. (પછી શામળીઓજી બોલીઆ.)

તું સાંભળ એક વૃત્તાંત, સજની મારી રે;
છે પશ્ચિમ રૂડો પ્રાંત, આનંદકારીરે.

છે દેશ યહુદા એક. સજની.
જ્યાં વિધ વિધ વસ્તુ અનેક, આનંદકારીરે.

છે ડુંગરીયાળો દેશ, સજની.
જ્યાં લીલાં બીડ વિશેષ, આનંદકારીરે.

છે પર્વત હારો હાર, સજની.
જ્યાં વહે છે અમૃતધાર આનંદકારીરે

છે જૈતુન નામે પહાડ, સજની.
જ્યાં જૈતુન રૂડાં ઝાડ આનંદકારીરે.

છે યર્દન નદ સુખકાર, સજની.
જ્યાં ઝાડીનો વિસ્તાર આનંદકારીરે.

છે આલોન એરેજ વૃક્ષ, સજની.
છે ગુલછડીઓ પ્રત્યક્ષ આનંદકારીરે.

છે સિંહ વિનાશક ક્રુર, સજની.
છે મૃત સરોવર દૂર આનંદકારીરે.

છે ઉભાં ખેતર જ્યાંય, સજની.
જ્યાં પર્વત ઉંડી ખાઈ આનંદકારીરે.

છે વાડીનો વિસ્તાર, સજની.
જ્યાં પુષ્પ અનેક પ્રકાર, આનંદકારીરે.

છે વૃક્ષ ઘટા ઘનઘોર, સજની.
જ્યાં પક્ષી ચિત્ત ચકોર આનંદકારીરે.

છે દાડમ, અંજીર, દ્રાખ, સજની.
જ્યાં મંડપ હારે આંખ આનંદકારીરે.

છે કરીઆણાં તૈયાર, સજની.
છે કયારા ખુશબોદાર આનંદકારીરે.

છે જંગલનો રૂઆબ, સજની.
જ્યાં શારોનનાં ગુલાબ આનંદકારીરે.

છે મેંદી વન મોઝાર, સજની.
છે હરણાંનો વિહાર આનંદકારીરે.

છે પંખી વિવિધ અમોલ, સજની.
સહુ કરતાં ગાન કલ્લોલ આનંદકારીરે.

છે યરૂશાલેમ શહેર, સજની.
જ્યાં પર્વત રૂડી પેર આનંદકારીરે.

છે રાજનગર પ્રખ્યાત, સજની
છે રાજભૂવન ભલીભાત આનંદકારીરે.

છે રૂમી કેરૂં રાજ, સજની.
છે સુશોભિત શિર તાજ આનંદકારીરે.

છે ઔગસ્તસ સરકાર, સજની.
છે મૂળ અટક કાયસાર આનંદકારીરે.

છે ઔગસ્તસનો ત્રાસ, સજની.
છે રૂમ નગરમાં વાસ આનંદકારીરે.

છે હેરોદ રાજા જેહ, સજની.
છે ખંડિયો રાજા તેહ આનંદકારીરે.

છે અન્ય વિભાગો જ્યાંય, સજની.
ત્યાં હાકેમ ચૂકવે ન્યાય આનંદકારીરે.

છે બેથલેહેમ ગામ, સજની.
છે પુરાતન સુખધામ આનંદકારીરે.

છે મેદાનો વિશાળ, સજની
છે સકળ દેશ રસાળ આનંદકારીરે.

---

## જન્મ.

**કુંડળીઓ.**

મહારાજા ઔગસ્તસે, ઠરાવ કીધો આમ;
મુજ હદનાં સહુ માણસો, નોંધાવે નિજ નામ,

નોંધાવે નિજ નામ, પ્રજાનાં સર્વ મનુષ્યો;
જઈ પોતાને ગામ, નામ નોંધાવી લેશો.

કુરેનિયસ સુરિયાતણો, હાકેમ જે કહેવાઇ;
પ્રથમ ગણત્રી તેહના, સમયમાં લેવાઇ.

સમયમાં લેવાઈ, પ્રજાની ગણના કરતાં;
પોત પોતાને ગામ, ગયા સહુ લોકો ડરતા.

યહુદાહ મધ્યે ગામ જે, દાઉદનું લેખાય;
બેથલેહેમ રળીઆમણું, યુસફ પહોંચ્યો ત્યાંય.

યુસફ પહોંચ્યો ત્યાંય, નગર નાઝારેથમાંથી;
વેવીશાળી વહુ દીસે, સંકટમાં સાથી.

મરિયમ ગર્ભિણી હતી, સમય થતાં તત્કાળ;
પુત્ર પ્રથમ જન્માવીને, લુગડે વિંટયો બાળ.

લુગડે વિંટયો બાળ, ગભાણે સુતો જોતી;
ધર્મશાળાની માંહ્ય, જરાએ જગ્યા નહોતી.

---

## [ઇસુ મસીહની દીનાવસ્થા.]

રાગ મારૂ.

જે છે દેવકુંવર અદશ્યરે, તેણે ધરી પ્રતિમા દશ્યરે;
જે છે દેવકુંવર અવિકારીરે, તેણે ધરી પ્રતિમા વિકારીરે.
જે છે દેવકુંવર અવિનાશીરે, તેણે ધરી પ્રતિમા વિનાશીરે;
જે છે દેવકુંવર અતિ શુદ્ધરે, તેણે ધરી પ્રતિમા વિશુદ્ધરે.
જે છે દેવકુંવર અધિકારીરે, તેણે પ્રભુતા સર્વ વિદારીરે;
જે છે દેવકુંવર મહારાજરે, તેણે વૃથા ગણી નિજ લાજરે.
જે છે દેવકુંવર મહિમાવાનરે, તેણે સ્વીકાર્યું ગર્ભસ્થાનરે;
જેનો નથી સમાવેશ કયાંહીરે, તે તો રહ્યો ઉદરની માંહ્યરે.
જેનું નિર્મળ સૂક્ષ્મ શરીરરે, તેણે ધર્યું માંસ રૂધિરરે;
જે છે દેવકુંવર અનુપરે, તેણે ધર્યું બાળ સ્વરૂપરે.
જેનું દિવ્ય અલૌકિક સ્થાનરે, તેણે સ્વીકારી અંત્ય ગભાણરે;
જે છે દેવકુંવર શિર તાજરે, તે તો સુતો ગભાણે આજરે.
જેના અંતરમાં અતિ સ્નેહરે, તેણે ધરી માનવ દેહરે;
જેણે વચન દીધાં અવિકારીરે, તેણે માનવ દેહ સ્વીકારીરે.
જે છે દેવકુંવર સદ્ગુરૂરે, તેણે પાળ્યું વચન પુરેપુરૂંરે;
જે છે દેવકુંવર અતિ ભિન્નરે, તેણે ધરી પ્રતિમા દીનરે.
જેને ભજે અદસ્ય દૂતોરે, તે તો અબળાની સોડે સુતોરે;
જે છે દેવકુંવર રૂડું દાનરે, તે તો કરે અહો! પય પાનરે.
જેના અવાજે અંતરિક્ષ ડૂલેરે, તે તો માતૃ હસ્તે નીત ઝૂલેરે;

જેનું આચ્છાદન અતિ જંગરે, તેનું લૂગડે લપેટયું અંગરે.
જેના સ્પર્શે વિદ્યુત ચમકેરે, તેની કોમળ કાયા કંપેરે;
જે છે અખંડાનંદજ કારીરે, તે તો રૂદન કરે છે ભારીરે.
જેની આજ્ઞાએ પર્વત કાંપેરે, તેને અબળા નિજ ઉરે ચાંપેરે;
જેની વાણીએ પૃથ્વી હાલેરે, તે તો દીનાવસ્થાએ મહાલેરે.
જેની ધાકે અરિષ્ટો ધ્રુજેરે, તેની કદર કો નવ બુજેરે;
જેને સૈન્ય સલામી ભરતુંરે, તેનું દર્શન કો નવ કરતુંરે.
હવે ધારે યહુદીઓ એવુંરે, મારે સ્હેજ તમોને કહેવુંરે;
મશીહ પ્રગટ થશે જ્યારે, અતિ ઉત્તમાવસ્થાએ ત્યારે.
જુઓ મશીહ જનમશે નેટરે, કોઇ પટરાણીને પેટરે;
તે તો જન્મે અનુપમ ઠામરે, મહા શ્રેષ્ઠ મનોહર ધામરે.
તે તો પ્રગટ થશે જ્યારેરે, અન્ય પ્રજા થરથરશે ત્યારેરે;
તે તો ધરશે સોનાનો દંડરે, રૂમી સામે ઉઠાવે બંડરે.
તે તો રાજ્યાધિકારજ ધરશેરે, રૂમી પ્રજાનો સંહાર કરશેરે;
તે તો કાપે અમારાં કષ્ટરે, તે તો રૂમી સત્તા કરે નષ્ટરે.
તે તો સ્વતંત્ર અમને કરશેરે, સર્વ યહુદીને હક મળશેરે;
મશીહ પ્રગટ થયો જ્યારેરે, ધરી દીનાવસ્થા બહુ ત્યારેરે.
જેને એવી એવી અભિલાષરે, તે તો થયા અંતરમાં ઉદાસરે;
તેને નિરખ્યો તેઓએ જ્યારેરે, નિજ મુખડાં મરડયાં ત્યારેરે.
જેઓ દૈહિક રીતે જુએરે, તે તો આત્મિક વસ્તુ ખુએરે.

---

## ૮ પ્રકરણ.

### ભરવાડોને દર્શન.

**રામગ્રી.** (પછી શામળીઓજી બોલીઆ.)

અદ્‌ભુત એક વૃત્તાંત, સખી! સહુ સાંભળીએ;
છે શિઆળાની રાત, કદી નવ વિસરીએ. ટેક.

છે ભરવાડોનો ઝોક, સખી.
છે ઘેટાં થોકે થોક. કદી.

છે ખેતર મધ્યે વાસ, સખી.
છે વાઘ વરૂનો ત્રાસ. કદી.
તે સાચવતા નિજ મેષ, સખી.
કંઇ અદ્ભુત દીપે વેશ. કદી.
ત્યાં ઉઘડીઆં આકાશ, સખી.
ને પ્રગટયો દિવ્ય પ્રકાશ. કદી.
ત્યાં ચમકે છે ભરવાડ, સખી.
ને ઘેટાં નાંખે ત્રાડ. કદી.
અહો! દૂતજ ઉતર્યો જ્યાંય, સખી
ને ગૌરવ ચમકયું ત્યાંય. કદી.
અહો! નિરખી આ વિપરીત,–સખી.
છે ભરવાડો ભયભીત. કદી.
અહો! દૂતે કીધું ત્યાંય, સખી
રે બીહીશો નહિ મનમાંય. કદી.
જુઓ મને હું દૂત છું, સહુ
કહું વાત મહા સુખકાર. કદી.
અહો! દે છે શુભ વર્તમાન, સખી
ને ધરીએ અંતર ધ્યાન. કદી.
દાઉદ કેરા શહેરમાં, સહુ
પ્રભુ ઇસુ જનમ્યો આજ કદી.
આજે તમારે તેહનું, સહુ
જવું દર્શન કરવા કાજ. કદી.
છે સર્વ જગતને માટ, સખી.
પણ રાખો રૂદીએ વાત. કદી.
અહો! કરશે તે કલ્યાણ, સખી.
છે જગનો તારણહાર. કદી.

અહો! તેહતણી નિશાણીઓ, સહુ.
છે લૂગડે વીટેલ બાળ. કદી.
અહો! શયન કર્યું ગભાણમાં, સહુ.
છે નમ્ર સ્વરૂપ પ્રતિપાળ. કદી.
અહો! દીધાં એ નિશાણ, સખી.
પછી પામ્યા અંતર્ધાન. કદી.
અહો! તેવામાં તત્કાળ, સખી.
ત્યાં પ્રગટયા દૂત અપાર. કદી.
અહો! ગાએ ગાન મધુર, સખી.
ને યાદી ધરીએ ઉર. કદી.
અહો! દૂતોના ઉદ્ગાર, સખી.
છે ઈશ્વર સ્તુતિયાર. કદી.

---

## દૂતોનું ગાયન.

**અરબી.** (ગરબે રમવાને ગોરી નીસર્યાંરે.)

વ્યોમ મંડળેથી અમે ઉતર્યાંરે લોલ!
આકાશ પ્રભુનું સુખધામ!
દિવ્ય ચંદનીરે લોલ!
આવી નાતાલ, ગાન ગાઇએરે લોલ!
આજે મળ્યાં સહુ સ્નેહમાંરે લોલ!
આજે મળ્યો આનંદ.
ભોમ વાસિનિરે લોલ! આવી.

આજે ઘૂમે દૂત, સ્વર્ગમાંરે લોલ!
લેતા નથી વિશ્રામ.
વ્યોમ વાસિનિરે લોલ! આવી.

ગાન ગાતા સ્વર્ગ થકી. ઉતર્યાં રે લોલ!
સુણો રબારી લોક
સીમ વાસિનિરે લોલ! આવી.

પરમ ઉંચામાં દેવને મહિમા રે લોલ!
મનુષ્યો મધ્યે સ્વસ્થ.
ઉર વાસિનિરે લોલ! આવી.

પાવન થઈએ, દર્શનથી રે લોલ!
એ છે ઈમાનુએલ.
સ્વર વાસિનિરે લોલ! આવી.

---

## ભરવાડોનો હર્ષનાદ
## તથા
## દર્શનની આતુર અપેક્ષા.

**સવૈયા એકત્રીસી.**

એ શુભ રીતે ગાયન કરતા, દૂતો સર્વ અદૃશ્ય થયા;
અંતરમાં વિસ્મિત થઈને, ભરવાડો ત્યાં જોઈ રહ્યા.

અંતે તો સહુ બોલી ઉઠ્યા, હર્ષાનંદે એક અવાજ;
ચાલો આપણુ જઈએ સત્વર, બેથલેહેમ મધ્યે આજ.

વધામણી આવી છે આજે, વાદળથી ભૂલોક ભણી;
વધામણી આવી છે આજે, દેવ કુંવરના જન્મતણી.

પ્રભુએ આપણુને આપેલો, સંદેશો સ્વીકારી રાજ;
ચાલો આપણુ જઈએ સત્વર, બેથલેહેમ મધ્યે આજ.

દેવકુંવરનું દર્શન કરતાં, અંતરમાં ઉપજે આનંદ;
દેવકુંવરનું દર્શન કરતાં, પ્રાપ્ત થશે શાન્તિ સુખકંદ.

શાન્તિ દાતા દેવકુંવરનું, પ્રીતે દર્શન કરવા કાજ.
ચાલો આપણુ જઈએ સત્વર, બેથલેહેમ મધ્યે આજ.

દૂતોએ આપી છે આજે, નિશાણીઓ સઘળી ગુણસાર;
ગભાણમાં સૂતેલું જોશો, લૂગડે વીંટેલું શુભ બાળ.

પાદરથી મંદર સુધીના, અંતરનું કાઢી અંદાજ;
ચાલો આપણુ જઈએ સત્વર, બેથલેહેમ મધ્યે આજ.

એમ કહી ઉપાડી ખંધે, વાંકલડી લાકડીઓ હાથ.
ગાયન કરતા ને વિચરતા, મધરાતે ભરવાડો સાથ.

તાલ હિંચને માત્રા આઠે, લલકારી શુભ ગાન પખાજ;
ચાલો આપણુ જઇએ સત્વર, બેથ્લેહેમ મધ્યે આજ.

---

## ભરવાડોનું આનંદ પર્યટન.

**રાસડો.** (રૂડી રઢીઆળી રાત).

આજે આનંદની રેલ! આજે આનંદની રેલ!
ચાલોને જઇએ યહુદા દેશમાં.
ખેલી ખાંતેથી ખેલ! ખેલી ખાંતેથી ખેલ!
ઇસુને જોઇએ બાળા વેશમાં
ટળે તાપ, પાપ, શાપ, દેહથી, મળે અનંત સુખ, ઇસુ ખ્રીસ્તથી;
ઉર વહે આવેશમાં આજે.

સાખી.

શીઆળાની ચાંદની, શીતળ વાયુ વાય;
મંદ પવનની લહેરીએ, આનંદ ઉર નવ માય.

આવી રૂડી રજની માંહ્ય, જનમ્યો દેવકુંવર જગરાય;
વનમાં દૂતો મળી સહુ ગાય, અંગ,અંગ, રંગ ને ઉમંગ નવ માય.

અહો! અમે ગાશું ત્યાં ગૌરવી ગાન, લઇશું લળી લળી એક તાન;
સુણી ભૂલે ગાંધર્વ સરખા ભાન, કરે બાળ માતાતણું પયપાન.
આવી૦

સાખી.

અનેક સૈન્ય સોહામણાં, મળતાં બાળક સાથ;
પ્રેમ પરાયણ ભક્તિએ, મળીએ પ્રભુ સંઘાથ.

આવો રૂડો અવસર વિતી જાય, પાછો કયારે મળેરે?
આજ અહો! પ્રભુ સંઘાથ મળાય, એમ ઉર શાન્તિ વળેરે.
આવી૦

સાખી.

મૂકી સુખ સહુ સ્વર્ગનાં, કરવા મુજ કલ્યાણ:
જનમ્યો બાળ ગભાણમાં, એનું એજ પ્રમાણ. આજે.

---

## બેથલેહેમમાં પ્રવેશ અને બાળકનું દર્શન.

દોહરા.

ભરવાડો ઉમંગથી, આવ્યા એમ ત્વરીત;
પ્રવેશ કીધો પુરમાં, થયું કાર્ય ફલીત.

આગળથી સહુ આપીઆં, દૂતે ચિહ્ન સમસ્ત;
દીઠું બાળ ગભાણમાં, સૂતેલું છે સ્વસ્થ.

અંતરમાં તવ ઉપજ્યો, આનંદ અપરંપાર;
ભરવાડોએ ભાવથી, ભજન કર્યું તે વાર;

સત્યરૂપી તે સૂર્યનો, પ્રગટે દિવ્ય પ્રકાશ;
ભરવાડોએ નિરખ્યો, અંતરમાં આભાસ.

મસ્તક એક પ્રકારનો સુંદર શોભે તાજ;
માત સાથ રમે સ્નેહની બાળ કુંવર મહારાજ.

એ રીતે દીઠા પછી ભરવાડો ભલી ભાત;
દૂતોના દર્શન તણી વદવા લાગ્યા વાત.

---

## ભરવાડો દૂતોના દર્શનની વાત જાહેર કરે છે.

ગરબી. (અબોલડા શેને લીધારે?)

આજે આનંદી નાતાલ! રસિકવર સ્નેહે રમોરે.
સ્નેહે રમો મેષપાળ! સ્નેહે રમો સરદાર. રસિક.
આજે અમોને દૂતનાંરે, દર્શન થયાં નિરધાર. રસિક.

ગાયન ગાતા ઉતર્યારે, દૂતો હજારો હજાર. રસિક.
"પરમ ઉંચામાં દેવનેરે, ગૌરવ ને મહિમા અપાર." રસિક.
"મનુષ્યો મધ્યે સ્વસ્થતારે, શાન્તિ સદા સર્વકાળ." રસિક.
આજે અમોને આપીઓરે, પુત્ર પ્રભુએ આ વાર. રસિક.
રાજાની ખાંધે સ્થાપીઓરે, ધરશે તે રાજ્યાધિકાર. રસિક.
આજે અમોએ નિરખ્યોરે, શાન્તિતણો સરદાર. રસિક.

## ભરવાડો વિદાય થયા.

**સવૈયા એકત્રીસા.**

દૂતોના દર્શનની વાતો, ભરવાડોએ કીધી એમ;
શ્રોતાજન વિસ્મિત થયા ને, ઉપજ્યો સહુના મનમાં પ્રેમ.
મરિયમતો મનમાં રાખી રહી, ભરવાડોની સઘળી વાત;
ચિંતન કરતી ને વિચરતી, મિથ્યા ભસતી નવ કો સાથ.
લીન જનો સ્વીકારી લેછે, હર્ષાનંદે સર્વ વૃત્તાંત;
જ્ઞાનીથી તો ગુપ્ત રહે છે, અંતરની સહુ આત્મિક વાત.
દૂતોની યાદી ઉર ધરતાં, ભરવાડો બહુ હર્ષિત થાય;
હર્ષાનંદે દેવકુંવરની, સ્તુતિ કરી સહુ થયા વિદાય.

## ૯ પ્રકરણ.

## ઇસુ ખ્રીસ્તની સુંનત અને નામ.

**રાગ દેશાખ.**

એમ આઠ દિવસ ગયા વહી, સુંનત કરવાને લાવ્યા સહી;
કીધી સુંનત એ શુભ રીતે, પાળ્યો નિયમ પૂરણ પ્રીતે.
તેનું નામ ધર્યું છે ઇસુ, શ્રોતાજનો સુણી મગન થઇશું;
ધર્યું નામ ઇસુ ખ્રીસ્ત જેહ, દૂતે પાડયું હતું હા તેહ.
જે છે દેવકુંવર તારણ હાર, પ્રીતે ધર્યો મનુષ્ય અવતાર;
જે છે દેવકુંવર જશ ધારી, પડયું નામ ઇસુ નાઝારી.
દીસે ઇસુમાં એવો અર્થ, ધરી માનવ દેહ સમર્થ;
હતો દેવકુંવર હા જેહ, થયો માનવ પુત્રજ તેહ.

# ૧૦ પ્રકરણ.

## મંદિરમાં યજ્ઞ.

**રાગ વેરાડી.**

જે નર પહેલો જનમેલો થાએ, પ્રભુ અર્થે પવિત્ર કહેવાએ;
દીસે મુસાનો એવો ધારો, શુદ્ધિકરણ કરવાનો સારો.
તેને હાજર કરે દર ફેરે, એક હોલાંની જોડ વધેરે;
યાતો કબૂતરનાં બે બચ્ચાં, યજ્ઞ કરવાના નિયમ રચ્યા.
કદી શ્રીમંત યજ્ઞ ચઢાવે, તે તો નિર્દોષ હલવાન લાવે;
તે તો શ્રીમંત નહોતાં માટ, કયાંથી ઘેટું ચઢે નિજ હાથ.
તે તો મંદિર મધ્યે આવ્યાં, કબૂતરનાં બે બચ્ચાં લાવ્યાં;
તેનો યજ્ઞ કર્યો શુભ રીતે, પાળ્યો નિયમ પૂર્ણ પ્રીતે.

---

# ૧૧ પ્રકરણ.

## શિમએોન અને આન્નાનું વૃત્તાંત.

**સારંગ.**

નગર મધ્યે વસે એક જન, ન્યાયી ધાર્મિક ને શુદ્ધ મન;
જેનું નામ્ શિમએોન સુભક્ત, દીશે વૃદ્ધ ને અંગે અશકત.
જેને ઉર અભિલાષા ઘણી, જુએ વાટ દિલાસાતણી;
શુદ્ધ આત્મા વસે નિજ સાથ, તેને પ્રીતે જણાવી વાત.
પ્રભુ ઈસુને જોયા વિણ, તું તો મૃત્યુ ન દેખીશ જીર્ણ;
તેને આત્માએ દીધી વધાઈ, પ્રભુ આવ્યા છે મંદિર માંહી.
તે તો આત્માની પ્રેરણા થકી, આવ્યો મંદિરમાં એમ નક્કી;
તેણે બાળક લીધું હાથ, બોલ્યો પૂકારી, હે દીનાનાથ.
તું તો સર્વનો અંતર જામી, તારા ડહાપણમાં નવ ખામી;
તેં તો ત્રાણ ધર્યું સન્મુખ, થશે સર્વ સ્થળે અતિ સુખ.
તું તો સત્ય વકતા પ્રભુ ભારી, લેજે પૂર્વ વચન સંભારી;
તારૂં વચન પૂર્ણ થવા દે, મુજને શાન્તિએ ઉંઘી જવા દે.
તેં તો સિદ્ધ કર્યું શુભ ત્રાણ, તેનું પ્રત્યક્ષ એજ પ્રમાણ;

મેં તો તારણ દીઠું આજ, તારૂં સિદ્ધ કરેલું કાજ.
તેં તો તારણ કીધું સિદ્ધ, થશે સર્વ પ્રજાને પ્રસિદ્ધ;
થશે વિદેશી પ્રકાશવાન, થશે યહુદી વૈભવમાન.
સુણી અદ્ભૂત એવી વાત, થયાં વિસ્મિત મરિયમ માત;
ધરી મસ્તકને નિજ હાથ, દીધો શિમઓને આશીર્વાદ.
તે તો બોલ્યો મધુરી વાણી, જેમાં ભવિષ્ય વાત સમાણી;
જેમાં મર્મ રહ્યો અતિ સાર્થ, સમજો શાસ્ત્ર લઈ નિજ હાથ.
તે તો થશે પવિત્ર સ્થાન, દિસે પત્થર રૂપ નિશાન;
દીસે ઠોકર રૂપ એ પહાણ, ઘણા જનનો વળશે ઘાણ.
"તે તો થશે ગૌરવી વાન, દીસે ખડક રૂપ નિશાન;"
"દીસે યહુદીને ફાંદા રૂપ, ખાશે ઠોકર ને પડશે ધૂબ."
"પડશે પત્થર પર જે જન, થશે ટૂકડે ટૂકડા તન;"
"પડશે પત્થર જેને શિર, થશે ભૂકો તેનું શરીર;"
"થશે અંધજનો દૃષ્ટિવાન, થશે તૃપ્ત તૃષિતો નિદાન."
"જેને ચક્ષુ તે અંધજ થાય, અંતે સર્વનો કરશે ન્યાય."
"થશે યહુદી સત્ય વિરૂદ્ધ, લેશે વાંધા મચાવી યુદ્ધ;"
"થવા એજ નિશાણી કાજ, દેવે તેને ઠરાવ્યો આજ."
"તેને સંકટ છે નિજ માથે, સુણી માત તણું ઉર ફાટે;"
"તેનાં દુઃખ રૂપી તરવાર, વિંધી નાખે હૃદય આરપાર."
"તે તો ઘાયલ કરશે પ્રાણ, વાગ્યાં અંતરમાં વેહ બાણ;"
"હશે ગુપ્ત વિતર્ક લગીર, તેની સન્મુખ થશે જાહીર."
"એવાં ચિહ્ન ધરી ચિરકાળ, થશે નિશાણી રૂપ એ બાળ;"
એવે આન્ના નામે એક બાઈ, આવી ભવિષ્યવાદેણ ત્યાંહી.
જેનું કુળ આશેર કહેવાએ, ફાનુએલની પુત્રી થાએ;
તે તો ચોર્યાંસી વર્ષથી રાંડી, રહી સાત વરસ ઘર માંડી.
જેનું વૃદ્ધ દીસે છે અંગ, રહી સાત વરસ પતિસંગ;
જેનો મંદિરમાં નિત વાસ, કરે રાત દિવસ ઉપહાસ.
કરે સેવ સદા શુદ્ધ રીતે, કરે પ્રાર્થ અહોનિશ પ્રીતે;
તે તો ભક્ત રમામાં ભળે, તેણી આવી અહો! એજ સ્થળે.

તેણે સ્તુતિ કરી સુખદાય, સુણી શ્રોતા જનો મગન થાય;
તેણે પ્રગટ દીધો સાર, યરૂશાલેમનો નિસ્તાર.
જેઓ વાટ રહ્યાં છે જોઈ, સુણી મગન થશે સહુ કોઈ;
પ્રીતે પાળી ચૂકયાં અથઇતિ, નિયમ શાસ્ત્ર પ્રમાણે વિધિ.
અતિ આનંદે સર્વને મળ્યાં, પછી સ્વરથળે પાછાં વળ્યાં.

---

## ૧૨ પ્રકરણ.

### પૂર્વના માગીઓ.

**ઢાળ—ધનાશ્રી.**

પૂર્વ દિશાથી પંડિતો આવ્યા, યરૂશાલેમ માંહ્યજી;
મહા મનોહર મહેલની મધ્યે, આવીને પૂછ્યું ત્યાંયજી.
ઇસુ મસીહ જે યહુદીઓનો, રાજા જન્મ્યો તે કયાંયજી?
પૂર્વ દિશામાં દીઠો અમોએ, તેજસ્વી તારો ત્યાંયજી.
તારાને દર્શને દર્શને આવ્યા, ભજન કરવાને આંયજી;
હેરોદ એવું સાંભળીને, ગભરાયો મન માંહ્યજી.
તખ્તનશિન હવે થશે મશીહા, યહુદીઓનો રાયજી;
પ્રજા મધ્યે બંડ ઉઠશેને, રણમાં રોળાશે તાજજી.
યહુદીઓ ગઢ ઘેરશેને, નષ્ટ થશે રૂમી રાજજી;
પુનઃસ્થાપિત થશે યહુદા, રૂમી સત્તા થશે નષ્ટજી.
સીયોનને હસ્તગત કરીને, કરશે મુને પદભ્રષ્ટજી;
ભયભિત ભૂપ તણે ઉર એવા, તર્કવિતર્કજ થાયજી.
નિદ્રા ન આવે અન્ન ન ભાવે, સુતો ન શૈયા માંહ્યજી;
પડો વજડાવી પુર મધ્યે, શાસ્ત્રી તેડયા નિજ ધામજી.
યાજક ઉપાધ્યાય, પંડિત સર્વે, આવી ઉભા એક ઠામજી;
હાહાકાર થયો પુર મધ્યે, પૂછપરછ બહુ થાયજી.
હેરોદે પૂછ્યું શાસ્ત્રીઓને, ખ્રીસ્તનો જન્મ કયાંયજી?
શાસ્ત્રીઓ એવું સાંભળીને, જુએ લપેટા માંહ્યજી.
મીખાહ પાંચ ને બે બતલાવી, ઉત્તર દીધો ત્યાંયજી;
સાંભળ હે રાજંન શાસ્ત્ર વદે છે, સ્પષ્ટ રીતે સમજાયજી.

"યહુદાનું જે બેથલેહેમ, ખ્રીસ્ત જનમશે ત્યાંયજી;"
"રે! યહુદાહના બેથલેહેમ! લઘુ દીસે તુજ ધામજી."
"યહુદાહના સહસ્ત્ર મધ્યે, યોગ્ય નથી તુજ ઠામજી;"
"કિન્તુ એક સમે તુજ મધ્યે, ખ્રીસ્ત જનમશે જેહજી."
"ધરશે સદાનિજ હસ્તમધ્યે, રાજ્યાધિકારજ તેહજી;"
"રમા પ્રસુતિ વેદનાએ, કષ્ટિત થઈ પીડાયજી."
"યોગ્ય સમે અહો! પુત્ર જણુશે, યહુદીઓનો રાયજી;"
"ધરશે જનુની ગર્ભ અહો! બાળક જણુશે જેહજી."
"પાળક થઇ નિજ ઘેટડાનું, પાળણુ કરશે તેહજી:"
એવી હકીકત સાંભળીને, હેરોદ અતિ ગભરાયજી."
માર્ગ ન સુઝે તત્વ ન બુજે, કહો હવે કેમ થાયજી;
રાયે તેડયા એમ ગુપ્ત રીતે, પંડિતોને નિજ પાસજી.
તારા વિષે પડપૂછ કરે છે, અંતર દીસે ઉદાસજી;
કહો મુને કઈ વેળાએ દીઠો, તેજસ્વી તારો ત્યાંયજી?
વિવિધ એવા પ્રશ્ન કરીને, રાયે કરી ચોકસાયજી;
એ પછી રાયે કીધું તેઓને, વેગે કરતાં વિદાયજી.
ભલે તમે જઈ શોધ કરજો, હું પણુ આવીશ ત્યાંયજી;
ચોક્કસ રીતે ભાળજ કાઢી, મળજો પછી મુને આંયજી.
ભાળ મળે તો હું પણુ તેનું, ભજન કરૂં જઇ ત્યાંયજી;
પંડિતો એવું સાંભળીને, મગન થયા મન માંયજી;
તેજસ્વી તારાને દર્શને ત્યાંથી, વેગે થયા વિદાયજી.
વિકટ માર્ગ વિષે શુભ તારો, પંથીને દોરી જાયજી;
પંડિતો એ શુભ તારલાથી, હર્ષિત થયા મન માંયજી.
પૂર્વનો તારો આવીને થંભ્યો, બાળક હતું તે ઠામજી;
પંડિતોએ એમ પ્રવેશ કીધો, શ્રી બેથલેહેમ ગામજી.
પંડિત જનો પણુ બાળ કેરૂં, દર્શન કરી પામ્યા સુખજી;
સોનું લોબાન ને બોળજ કેરૂં, અર્પણુ ધર્યું સન્મુખજી.
પંડિતોને વળી તેજ રાત્રે, સ્વપ્ન થયું વિર ક્ષેમજી
પાછું જવું નવ હેરોદ પાસે, ચેતવણી મળી એમજી.

અતિ આનંદે અન્ય પંથે, પંડિત થયા વિદાયજી;
કેવું આ અદ્‌ભુત કાર્ય પ્રભુનું, કોનાથી તે સમજાયજી!

---

## હેરોદનો સંકલ્પ.

**દોહરા.**

હેરોદે વિચારીયું, બાળક લાગે હાથ;
જઇ બેથલેહેમમાં, ઘડું તેહનો ઘાટ.

માગી લોકો આવશે, કરશે મુજને વાત;
જઈ બેથલેહેમમાં, ઘડીશ તેહનો ઘાટ.

એ રીતે વિચારતાં, રાહ જુએ દિન રાત;
માગી લોકો ચેતતાં, વિચર્યાં બીજી વાટ.

થાકયો જોતાં વાટડી, બોલ્યો મુખથી એમ;
પૂર્વ દિશાના પંડિતો, આવ્યા નહિ એ કેમ?

માગી લોકે મુજને, ઠગ્યો ખરેખર આજ;
શી રીતે સંહારવો, શોધી બાળા રાજ.

યહુદીઓ નિજ રાયની, કરશે નિત સંભાળ;
મશીહને મંગાવતાં, ધરશે બીજું બાળ.

એ રીતે નવ સોંપશે, મશીહને મુજ હાથ;
શી રીતે જઇ તેહનો, ઘડવો મારે ઘાટ?

આખર તેને અંતરે, ઉપજ્યો એજ વિચાર;
જનમેલાં સહુ બાળની, કતલ કરૂં આવાર.

તો કયાંથી એ જીવશે, કોણ ધરે શિરતાજ?
તો કયાંથી એ જીવશે, કોણ હરે મુજ રાજ?

યહુદીઓના રાયનું, વળશે સત્યાનાશ;
એ રીતે મુજ દીલની, ફળશે સંધી આશ.

એ નિર્ણય પર આવતાં, માંડયો એજ પ્રયાસ;
બોલાવ્યા સીપાઇને, મધરાતે નિજ પાસ.

આજ્ઞા આપી તેમને, લ્યો ભાલા તલવાર;
બેથલેહેમનાં બાળની, કતલ કરો આવાર.
વિતે આ મધરાતડી, વેગે થાય સવાર;
બાળક બબ્બે વર્ષનાં, સંહારો નિરધાર.
એ રીતે તાકીદથી, આજ્ઞા દીધી રાય;
સીપાઈઓ તો સંચર્યાં, કરવા બાળ હત્યાય!

---

## ૧૩ પ્રકરણ.

## મિસરમાં નાસી જવું.

**સારંગ.**

જેને ઈશ્વર સંભાળી રાખે, તેનું રક્ત કહો કોણ ચાખે?
જેને ઇશ્વર દે છે સહાય, તેનો વાળ ન વાંકો થાય.
જેને ઇશ્વર ધરે નિજ હાથે, તેના શત્રુ મળી ધુળ ચાટે;
જેને રક્ષે જગતનો નાથ, તેના શત્રુ ઘસે નિજ હાથ.
જેની પક્ષે લડે પ્રભુ બાપ, તેની જીત થશે આપોઆપ,
જેની સાથ વસે જગરાય, તેને હાની કહો કેમ થાય?
જે છે સર્વજ્ઞ સ્વામી નાથ, જાણે અંતરની સહુ વાત,
જાણે ભૂત ભવિષ્ય વર્તમાન, જાણે પૂર્ણ પ્રસિદ્ધ અતિ છાન.
તેણે જાણી એ સહુ વાત, થશે બાળકનો હવે ઘાત,
થશે જનેતાને હાય હાય, થશે નિર્દોષ બાળ હત્યાય.
તેણે કીધો બચાવ તતખેવ, ઉતર્યો દૂત અવશ્યમેવ,
ઉતર્યો યુસફને ઘરદ્વાર, દીધું દર્શન સ્વપ્નમોઝાર.
તેણે બાળક દીઠું ક્ષેમ, કહ્યું યુસફને પછી એમ
"અહો! દાઉદ કેરા સુત, દે છે દર્શન તને આ દૂત"
"તું તો ઉઠી હવે સજ્જ થાને, ઝટ મિસરમાં નાસી જાને"
"રૂઠયો હેરોદ રાય અપાર, કરશે બાળકનો સંહાર"
"કરશે શોધ નગરની માંહ્ય, કરશે હેરોદ બાળ હત્યાય"
"તું તો મિસર જા ભલી ભાત, નિજ બાળકને લઈ સાથ."
"હું તો સંદેશો આપીશ ત્યાંય, રહેજે ત્યાં લગી મિસર માંહ્ય"

એવું કહી અદૃષ્ય થયો, ત્યાંથી યુસફ જાગી ગયો.
તેણે બાળક લીધું હાથ, લીધી બાળ માતા નિજ સાથ,
લીધો પંથ ભયાનક રાત, ત્રણે નાસી ગયાં સંઘાત.
તે તો દૃષ્ટિથી દૂરજ થયાં, વેગે મિસરમાં જઇ રહયાં,
ભાખે ભવિષ્યવક્તા એમ, થયું પૂર્ણ વચન સહુ તેમ.
"મારા પુત્રને એ શુભ રીતે, મેં તો રાખ્યો મિસરમાં પ્રીતે,"
"મારા પુત્ર ઉપર ધરી પ્રેમ, મેં તો બોલાવી લીધો ક્ષેમ."

---

# ૧૪ પ્રકરણ.

## બેથલેહેમમાં બાળકોની કતલ.

**લલિતવૃત.**

નગરમાં હવે દૃષ્ટિ ફેરવો, ક્રુર સીપાઇઓ આવીઆ જુઓ!
હુકમ રાયનો મસ્તકે ધરી, કતલ બાળની હોંશથી કરી.
અકેક કે બબ્બે વર્ષ જેહનાં, ક્રુરપણે લીધા પ્રાણ તેહના!
નગરમાં બધે દુસ્મને ફરી, કતલ બાળની હોંશથી કરી.
જનની જેહની ખોટ માનતી, અરર આજ તે હસ્તમાં નથી!
જુલમથી લીધાં દુસ્મને હરી, કતલ બાળની હોંશથી કરી.
શયન ભૂવને પોઢતાં ફૂલે, રસિક કૈંક તો પારણે ઝૂલે!
ત્વરિત તે પરે શસ્ત્ર વાવરી, કતલ બાળની હોંશથી કરી.
હૃદય વેદના શી રીતે શમે, ટળવળે લઘુ બાળ આંગણે!
કમકમાટ ત્યાં ઉપજે અરી, કતલ બાળની હોંશથી કરી.
કતલ કૈં થયાં બાળ કુમળાં, રૂદન બાળ માતા કરે ઘણાં!
અરર રક્તની આયુનો ભરી, કતલ બાળની હોંશથી કરી.
નગર મધ્યમાં ખેદ જેહનો, કળી શકે ન કો ભેદ તેહનો!
નયન સર્વની રૂદને ભરી, કતલ બાળની હોંશથી કરી.
સકળ માત ને તાત સ્નેહીઓ, રૂદન બહુ કરે ભ્રાતૃભગિનીઓ!
નવ દયા ધરી દુસ્મને જરી, કતલ બાળની હોંશથી કરી.
મહદ શોર રામા વિષે થયો, અગમ લેખ પૂરો પડી ગયો!
અધમ દુસ્મને કાર્ય આદરી, કતલ બાળની હોંશથી કરી.

## રાહેલનો વિલાપ.

**લલિત.**

અરર! હાય એ પુત્ર માહરા, ત્વરિત શા થયા હાલ તાહરા!
હ્રુદયમાં મને હૂંફ જે હતી, અરર! હાય! એ પુત્ર તો નથી.
પરમસ્નેહી એ પુત્ર માહરા, મધુર લાગતા બોલ તાહરા!
ચપળ દૃષ્ટિ જે ચિત્ત વિંધતી, અરર! હાય! એ પુત્ર તો નથી.
રસિક દિવ્ય એ પુત્ર માહરા, ઝળહળી રહ્યાં ગાત્ર તાહરાં!
સરવરે ભર્યાં નિર સિંચતી, અરર! હાય! એ પુત્ર તો નથા.
કઠિન કાળ એ પુત્ર માહરા, કમળ તુલ્ય જે હસ્ત તાહરા!
કમળ પુષ્પ હું શોધવા જતી, અરર! હાય! એ પુત્ર તો નથી.
અમર જ્યોતિએ પુત્ર માહરા, ક્રુરપણે લીધા પ્રાણ તાહરા!
પ્રણયની અહો! દિવ્ય મૂરતિ, અરર! હાય! એ પુત્ર તો નથી.

---

## ૧૫ પ્રકરણ.

### નાઝારેથ પાછાં આવ્યાં.

**દોહરા.**

એ અવસર વિત્યા પછી, દૂત ગયો સાક્ષાત;
યુસફને દર્શન દઇ, સ્વપ્ને કીધી વાત;
"ઉઠ યુસફ તૈયાર થા, ઘટે વિલંબ નવ હા;"
"ઇસ્રાએલના દેશમાં, સત્વર ચાલ્યો જા."
"બાળકને જે શોધતા, તે સહુ પામ્યા નાશ;"
"હેરોદ પણ ગુજરી ગયો, ઘોરે કીધો વાસ."
વૃત્તાંત એવું સાંભળી, બાળક લઇ નિજ સાથ;
ઇસ્રાએલના દેશમાં, યુસફ ચાલ્યો જાત.
પણ પાછો બીધો જરી, યહુદાહ મધ્યે જેહ;
રાજ કરે છે ભૂપતિ, હેરોદ પુત્ર છે તેહ.
તો પણ ચેતવણી મળી, સ્વપ્ન વિષે સાક્ષાત;
ગાલીલ કેરા પ્રાંતમાં, રહ્યો યુસફ ભલીભાત.

સદ્વક્તાએ ગ્રંથમાં, લખીઆ આગમ લેખ;
"બાળક નાઝારી થશે, વસશે નાઝારેથ."
એ રીતે લઈ બાળને, યુસફ મરિયમ સાથ;
આવી વસીઆં આખરે, નાઝારેથ ભલીભાત.

---

## ૧૬ પ્રકરણ.

### ઇસુ મશીહની બાલ્યાવસ્થા.

**હરિગીત.**

તે પુત્ર તો મોટો થયો, મરિયમ જેની માત છે,
યાકુબ યોસેને યહુદા, સર્વ જેના ભ્રાત છે;
તે એન નાઝરમાં રહી, અદ્‌ભુત નાઝારી થયો,
ને જ્ઞાન ને કદમાં નિરંતર, આગળે વધતો ગયો.

તે પુત્ર તો મોટો થયો, જે બાળ કેરૂં નુર છે,
ને રકત સ્નાયુ માંસ આદિ, હાડમાં મશહુર છે;
જે સ્વર્ગ વૈભવમાન મૂકી, જહાનમાં માનવ થયો,
ને જ્ઞાન ને કદમાં નિરંતર, આગળે વધતો ગયો.

તે પુત્ર તો મોટો થયો, જે પાપીઓનો મિત્ર છે,
ને વિશ્વમાં વ્યાપી રહ્યો, પણ અંગ પૂર્ણ પવિત્ર છે;
જે જે હતું નિજ હસ્તમાં, તે સર્વનો તોટો સહ્યો,
ને જ્ઞાન ને કદમાં નિરંતર, આગળે વધતો ગયો.

તે પુત્ર તો મોટો થયો, જે આદિ ને વળી અંત છે,
ને સર્વદા નિજ તાતની, પ્રીતિ અખંડ અનંત છે;
જે સર્વમાં ભરપુર તે, પ્રતિમા ધરી ખાલી થયો,
ને જ્ઞાન ને કદમાં નિરંતર, આગળે વધતો ગયો.

તે પુત્ર તો મોટો થયો, મનહરણ જેની આકૃતિ,
ને દેવને માનવતણી, પામ્યો પ્રસન્નતા તે અતિ;

તે બાળપણુથી સર્વમાં રહી, સર્વના જેવો થયો,
ને જ્ઞાન ને કદમાં નિરંતર, આગળે વધતો ગયો.

તે પુત્ર તો મોટો થયો, બળ અંગમાં વ્યાપ્યું અતિ.
ને દેવને માનવ તણી, પૂરણ કૃપા તેને હતી.
તે બાળપણુથી સર્વમાં રહી, સંપૂર્ણ આજ્ઞાંકિત થયો.
ને જ્ઞાન ને કદમાં નિરંતર, આગળે વધતો ગયો.

તે પુત્ર તો મોટો થયો, રહી સર્વદા સત્સંગમાં,
ને દેવના અસ્તિત્વનું, ગૌરવ પ્રકાશે અંગમાં;
જે જે બને છે વિશ્વમાં, તે સર્વનો અનુભવ થયો,
ને જ્ઞાન ને કદમાં નિરંતર, આગળે વધતો ગયો.

તે પુત્ર તો મોટો થયો, નવ કાર્ય તો પણ આદર્યું,
ને શાસ્ત્રમાં વર્ણન નથી કે, બાર વર્ષો શું કર્યું?
તે બાર વરસો બાદ કરતાં, તેરમે તત્પર થયો,
ને જ્ઞાન ને કદમાં નિરંતર, આગળે વધતો ગયો.

---

## ૧૭ પ્રકરણ.

### ઈસુ મસીહ બારમે વરસે યરૂશાલેમ જાય છે.

**બિલાવર.** (ભૂલ્યો મન ભમરા તું.)

બાર વરસની ઉમરે, પ્રગટ્યો જ્ઞાન પ્રકાશ;
વર્ણન લખીએ તેહનું, અંતર થાય ઉજાસ. બાર.

દર વરસે યહુદીઓ, પાળે પર્વ ખચિત;
પ્રીતે જતાં સહુ તેહમાં, રાખી પ્રાચીન રીત. બાર.

એક સમે આનંદથી, થયો સંઘ વિદાય;
માત પિતા લઈ પુત્રને, ગયાં પર્વની માંય. બાર.

રાજ નગર રળીઆમણું, રૂડાં ચૌટાં ને ચોક;
પર્વ ઉજવવાને કારણે, આવ્યા અગણિત લોક. બાર.

ડુંગરીઆ તુર્જ દેશમાં, આશીર્વાદીત ઠામ;
સીયોન પહાડની ઉપરે, સ્થાપ્યું મંદિર ધામ. બાર.

ઉંચી અને અલબેલડી, મનહર તુજ મ્હેલાત;
ભવ્ય મંદીરને આંગણે, સોહે વિધ વિધ ભાત. બાર.

દર વરસે તુજ દ્વારમાં, ભારી મેળો ભરાય;
પ્રેમપરાયણ ભક્તિએ, પારખા પર્વ પળાય. બાર.

પૂર્ણ થયા દીન પર્વના, થયો સંઘ વિદાય;
પુત્ર પડી રહ્યો પાછળે, જાણી બુઝીને ત્યાંય. બાર.

માત પિતા પણ તે સમે, ત્યાંથી થયાં વિદાય;
પુત્ર વિષે નિજ અંતરે, ન્હોતી બીહીક જરાય. બાર.

પુત્ર કદાપિ આપણો, હશે સંઘ મોઝાર;
એવું વિચારી આગળે, વિચર્યાં નર ને નાર. બાર.

સંઘ વિષે જઇ શોધતાં, જાણ્યું તેઓએ ત્યાંય;
પુત્ર ખરેખર આપણો, નથી સંઘની માંહ્ય. બાર.

પાછાં ફર્યાં એમ દંપતિ, કરતાં શોધ અપાર;
પુત્ર પડયો નવ દૃષ્ટિએ, ગભરાયાં નરનાર. બાર.

શોધે છે આવી શહેરમાં, રાખી અંતર આશ;
પુત્ર પડયો નવ દૃષ્ટિએ, થયાં અંતે ઉદાસ. બાર.

ત્રણ દિવસ એમ વહી ગયા, કરતાં શોધ અપાર;
ત્રીજા દિવસની આખરે, આવ્યાં મંદિર દ્વાર. બાર.

મંદિરમાં જઇ શોધતી, પ્રીતે પુત્રની માત;
પુત્ર પડયો તવ દૃષ્ટિએ, બેઠો પંડિતો સાથ. બાર.

પ્રશ્ન પૂછે છે પંડિતો, આપે ઉત્તર બાળ;
ઉત્તર આપી તેહને, પૂછે પ્રશ્ન તત્કાળ. બાર.

બાળકના પ્રતિપ્રશ્નથી, પંડિતો સપડાય;
પંડિતના પ્રતિપ્રશ્નનો, આપે ઉત્તર ત્યાંય. બાર.

પંડિતો જેના જ્ઞાનથી, થયા વિસ્મિત અપાર,
જોઇ રહ્યા લઘુ બાળને, ત્યાં સહુ સાંભળનાર. બાર.

## બાળ માતૃ સંવાદ.

**ગરબી.**

બેટા! તું તો ચાલ્યની મારી સાથ, કે હું તો તને શોધતીરે લોલ.
બેટા! હું તો ત્રણ દિવસ ને રાત, કે દિલગીર બહુ હતીરે લોલ.
બેટા! જોને સંઘ થયો વિદાય, કે અમે ચાલી નીસર્યાંરે લોલ.
બેટા! જોને જાણ પડી ન જરાય, કે અમે તને વિસર્યાંરે લોલ.
બેટા! જોને સંઘ મળ્યો ભડવીર, કે અમે તેને પૂછ્યુંરે લોલ.
બેટા! જોને નયને આવ્યું નીર, કે મેંતો પછી લૂછીયુંરે લોલ.
બેટા! જોને ઉત્તર મળીઆ એજ, કે પુત્ર તમે વિસર્યાંરે લોલ.
બેટા! જોને સુણતાં ઉત્તર સ્હેજ, કે અમે પાછાં ફર્યાંરે લોલ.
બેટા! જોને માત પિતા તુજ માટ, કે દિલગીર બહુ હતારે લોલ.
બેટા! જોને ત્રણ દિવસ ને રાત, કે અમે તને શોધતાંરે લોલ.
બેટા! મેં તો મૂકી મનની હામ, કે પુત્ર હવે નહિ મળેરે લોલ.
બેટા! હું તો આવી મંદિર ધામ, કે નિરખ્યો તે પળેરે લોલ.
બેટા! મુજ અંતર માંહે ખેદ, કે ઉપજે અતિ ઘણોરે લોલ.
બેટા! હું તો સમજી નહિ એ ભેદ. કે સઘળો તું તણોરે લોલ.
બેટા! તું તો વર્ત્યો શાને એમ, કે આ શું સુઝીયુંરે લોલ.
બેટા! તું તો ઉત્તર દેને કેમ— કે મન મારૂં મુઝીયુંરે લોલ.
સખી! ત્યારે બોલ્યા સ્વામીનાથ, કે પ્રતિ ઉત્તર દઈરે લોલ.
સખી! ત્યારે બોલ્યા સ્વામીનાથ, કે સુણ હવે તું અહીંરે લોલ.
માડી! તમે શાને કરતાં શોધ, કે જ્યારે તમે નીસર્યાંરે લોલ.
માડી! તમે શાને કરતાં શોધ, કે નથી મને વિસર્યાંરે લોલ.
માડી! તમે મિથ્યા કરતાં ખેદ, કે મુખથી શું બકોરે લોલ?
માડી! તમે ગુપ્ત રહેલો ભેદ, કે સમજી ના શકોરે લોલ.
માડી! તમે આગળથી એ વાત, કે શું નવ જાણતાંરે લોલ?
માડી! મારે વસવું ઇશ્વર સાથ, કે સુખ સહુ માણતાંરે લોલ.
માડી! હું તો દેવકુંવર પ્રત્યક્ષ, કે મુખથી શું ભણુંરે લોલ.
માડી! મારે રહેવું તાત સમક્ષ, કે ઘર આ તે તણુંરે લોલ.
સખી! જોઓ સાંભળતાં સંવાદ, કે ઉર માંહે ગ્રહુંરે લોલ.

સખી! તેઓ સમજ્યાં નહિ એ વાત, કે તેણે શું કહ્યુંરે લોલ.
સખી! જોને આજ્ઞાધિન થઈ નાથ, કે નાઝરેથ આવીઆરે લોલ.
સખી! જોને આજ્ઞાધિન થઈ નાથ, કે નાઝરેથમાં રહ્યારે લોલ.
સખી! જોને મરિયમ સઘળું ધ્યાન, કે ઉરમાં રાખતીરે લોલ.
સખી! જોને દેવકુંવરનું જ્ઞાન, કે સુખ બહુ ચાખતીરે લોલ.

---

## [ ઈસુ મશીહની યુવાવસ્થા. ]

### ચિત્ર ૧ લું.. ગામડી નિશાળ.

**ગરબી.** (કુંજલડીરે સંદેશો અમારો.)

સુણજો સાહેલી વાત! મારી નિશાળે,
ઇસુ નાઝારી એક ભણતોજીરે.
પંગતમાં એક સાથ! ,, ,,
લેખાં હિસાબ સહુ ગણતોજીરે.
ઉઠી પ્રભાત સાથ! ,, ,,
ઈસુ મસિહ સંચરતોજીરે.
ઝુકી અદલ સાથ! ,, ,,
ગુરૂને પ્રણામ કરતોજીરે.
વર્તે વિનય સાથ! ,, ,,
ચોરી ચાડી નવ કરતોજીરે.
વદે રસિક વાત! ,, ,,
ઇર્ષ્યા ન ઉરમાં ધરતોજીરે.
શીખે ઉમંગ સાથ! ,, ,,
કદી ન આળસ કરતોજીરે.
પરખે નયન ભાત! ,, ,,
રૂડું રૂડું સંચરતોજીરે.
દૈવી મનુષ્યજાત! ,, ,,
મશીહા મુજને ગમતોજીરે.
આકાશ પાતાળીનાથ! ,, ,,

રહે હૃદયમાં રમતોજીરે.
ચાલો સાહેલી આજ! મારી નિશાળે,
ઇસુનાં દર્શન કરીએજીરે.
રહેજો દિવસ રાત! ,, ,,
દેવકુંવરને મળીએજીરે.

---

## ચિત્ર ૨ જું. સુથારની કોડ.

**લલિત.**

બિશપ એક આ વિશ્વમાં વસે, વિમળ ન્યાયી ને ધર્મી બહુ દીસે.
પ્રગટ તેહને પ્રેરણા હવી, સહજ અંતરે આશ ઉદ્ભવી
નગર જેહમાં ખ્રીસ્ત તો વસે, વરસ ત્રીસ ત્યાં શું કર્યું હશે?
વિમળ હે પ્રભુ વિનવું તને, સહજ એટલું જ્ઞાન દે મને.
બિશપ એ રીતે પ્રાર્થના કરે, પ્રભુ પિતા સુણી કાર્ય આદરે.
તરત તેહને સ્વપ્ન તો થયું, સ્મરણ જેહનું અંતરે રહ્યું.
સજ્જન સાંભળો સ્વપ્ન એ નવે, વિગતવાર હું વર્ણવું હવે.
અરર એહ શું સ્વપ્નમાં ખડી, સુતાર કોડ એક દૃષ્ટિએ પડી.
સુતાર એક જ્યાં કાષ્ટ છોલતો, લલિત લહેરમાં મૂલ્ય તોલતો.
વિમળ એક ત્યાં પુત્ર પ્યારથી, મદદ તાતને આપતો અતિ.
વખત કૈંક તો વીંઝણો ચહે, વખત કૈંક તો સારડી લહે.
વખત કૈંક તો વેહ પાડતો, વખત શસ્ત્રની ધાર કાઢતો.
વખત કોડમાં કાષ્ટ ઝીલતો, વખત કાષ્ટની છોલ વીણતો.
સહજવાર તે સ્થિર ના ઠરે, સકળ કાર્ય એ રીતથી કરે.
અરર એક શું ઇશ્વરા ખુબી, જનની બાળની આવીને ઉભી.
નયન જેહનાં સ્મિતથા ભર્યાં, વચન એક ત્યાં આવી ઉચર્યાં.
જમણ સિદ્ધ છે સ્વામી આ સમે, ખબર આપવા આવીઆં અમે.
શ્રવણ તેહના શબ્દનું થતાં, ત્વરિત સંચર્યાં ભોજને બધાં.
જમણ સિદ્ધ સુ રીતથી કર્યું, રસિક સર્વની આગળે ધર્યું.
સહજ દ્વારમાં આવી હું ચઢયો, ત્વરિત પુત્રની દૃષ્ટિએ પડયો.
વિમળ માતને વિનવે અતિ, જમણ સર્વને પીરસ્યાં નથી.

જન ઉભો જુઓ દ્વાર આપણે, અરર! તેહને વિસર્યા તમે.
ત્વરિત માત તો શોધતી જહાં, અરર! સ્વપ્ન ઉડી ગયું તહાં.
સહજ સ્વપ્નથી લાભ એ થયો, વિમળ પુત્રના જ્ઞાનમાં ગયો.
નગર જેહમાં ખ્રીસ્ત તો વસે, વરસ ત્રીસ ત્યાં શું કર્યું હશે?
વરસ ત્રીસ ત્યાં કાર્ય જે થતું, સ્મરણ રાખજો સ્વપ્ન એ હતું.

---

## ચિત્ર ૩ જું. મરિયમ કુંવારીનું ઘર.

ગરબી. (વ્હાલો મારો વનમાં ચારે ગાય.)

વ્હાલો મારો ઘરનાં કરતો કાજ! રમાડે લઘુ બાળનેરે લોલ.
વ્હાલો મારો નદીએ ભરતો નીર! ચઢાવે રૂડું બેડલુંરે લોલ.
વ્હાલો મારો વાડીએ વીણતો શાક! વઘારે રૂડી રીતથીરે લોલ.
વ્હાલો મારો વિયડે ધોતો વસ્ત્ર! પખાળે ભલીભાતથીરે લોલ.
વ્હાલો મારો વનમાં જોતો વાટ! દિવસને રાતડીરે લોલ.
વ્હાલો મારો ખેતર વીણતો ફુલ! વધાવે રૂડી વાટડીરે લોલ.
વ્હાલો મારો એકાંત મળતો સાથ! શીખાડે રૂડી રીતડીરે લોલ.
વ્હાલો મારો રૂદીએ કરતો વાસ! પમાડે રૂડી પ્રીતડીરે લોલ.
વ્હાલો મારો મંદિર ધરતો ધ્યાન! ગવાડે રૂડાં ગાયનોરે લોલ.
વ્હાલો મારો જગમાં એકજ મિત્ર! કુંવારી બાઇનોરે લોલ.

---

# ૧૮ પ્રકરણ.

## યોહાનનું બાળપણ અને યુવાવસ્થા.

દોહરા.

જે રીતે જગરાયની, કથા લખી મુજ હાથ;
તે રીતે યોહાનની, સંક્ષેપે કહું વાત.

જે અરસામાં તેહના, જન્મતણી થઈ જાણ;
તે અરસામાં શાસ્ત્રીઓ, વર્તાવે નિજ આણ.

અન્ય જનો તો મુકતા, કર્મ ક્રિયા પર ભાર;
ફરોશીઓના ફંદમાં, ફસીયાં નર ને નાર.

કાળગમન વિદ્યાતણું, અંતરમાં અભિમાન;
શબ્દવાદમાં શાસ્ત્રીઓ, ધરતા પૂરણ ધ્યાન.

ધર્માચાર્યો ઢોંગથી, ધરતા ઈશ્વર ધ્યાન;
દુર્મત વ્યાપ્યો દેશમાં, ગુમાવ્યું સત્ જ્ઞાન.

એ અરસામાં શાસ્ત્રીઓ, વર્તાવે બહુ કેર;
વિધ વિધ રીતોથી કર્યો, ધર્મ વિધિમાં ફેર.

માનવ કલ્પિત ગ્રંથનું, વિગતે આપી બ્યાન;
ઈશ્વરદત્ત સતશાસ્ત્રનું, ભૂલી બેઠા ભાન.

ઇશ્વરદત્ત સતશાસ્ત્રનો, ઉલટાવી અધિકાર;
પંડિતોએ સ્થાપીઆ, પંથ અનેક પ્રકાર.

સાદુકીઓએ શીખવ્યું, સંસારીને જ્ઞાન;
અંત સમે મૃત લોકનું, થશે ન પુનરૂત્થાન.

શ્વેત વસ્ત્ર અંગે ધર્યાં, મદ્યનિષેધક મત;
એસ્સેનીના પંથમાં, બ્રહ્મચર્ય મહાવ્રત.

હેરોદીઓ હેરોદનો, પક્ષ ધરે નિશ દિન;
ખાન, પાન ને ગાનનાં, ધર ધર તાગડ્ધિન.

ઝેલોટીસને અંતરે, વ્યાપે જબરૂં ઝેર;
રૂમી સત્તા સામણે, વધ્વું રાખી વેર.

હારૂન લેવી યાજકો, વધતા અપરંપાર;
એક બીજાનો દ્વેષથી, કરતા તિરસ્કાર.

મન કલ્પિત આજ્ઞા તળે, ઢંકાયો શુદ્ધ મર્મ;
સંપ્રદાય દુઃખદાય એ, યહુદીઓનો ધર્મ.

સંપ્રદાયની ઝુંસરી, બોજારૂપી જાણ;
મુક્ત થવાને ઇચ્છતા, યહુદીઓ ગુણવાન.

યહુદીઓ નિજ નાથની, જોતા વાટ અપાર;
એ બોજાથી સર્વને, મશીહ મુકત કરનાર.

યહુદીઓના ગ્રંથમાં, લખીઆ આગમ લેખ;
દૂત મશીહા આગળે, પ્રથમ આવશે એક.
યહુદીઓ નિજ અંતરે, રાખે એવી આશ;
પ્રથમ એલીયા આવશે, કરવા જ્ઞાન પ્રકાશ.
એલીસાબેત ઉદરે, ગર્ભ રહ્યો જે વાર;
દૂતે દર્શનમાં કહ્યું, સાંભળ, હે શુભ નાર.
શુદ્ધ એલીયા ભક્તનો, આત્મા પામી જેહ;
સત્ય માર્ગ જણાવશે, પુત્ર જનમશે તેહ.
જે જે અદ્‌ભુત વારતા, દૂતે કીધી ત્યાંય;
વિગતેથી તો વર્ણવી, પ્રથમ ખંડની માંહ્ય.
એ વાતો સંભારતાં, માત પિતા દિનરાત;
શિક્ષણ આપે સ્નેહથી, બાળકને ભલીભાત;
યાજક પદ નિજ તાતને, તે શું રહે મતિ હિણ?
ધર્મતત્ત્વ ને જ્ઞાનમાં, પૂરણ જેહ પ્રવિણ.
બળ, બુદ્ધિ ને જ્ઞાનમાં, વધતો પુત્ર અપાર;
દેવ અને માનવ તણો, પૂરણ પ્રગટયો પ્યાર.
આત્મામાં વધતો જતો, પ્રગટયો જ્ઞાન પ્રકાશ;
સમયની સરહદ લગી, વનમાં કીધો વાસ.

---

પ્રથમ વિભાગ સમાપ્ત.

---

# મશીહાખ્યાન.

## બીજો ભાગ.

## યોહાનનો ઉપદેશ, ઇસુ મશીહનું બાપ્તિસ્મા અને પરીક્ષણ.

## ૧૯ પ્રકરણ.

### યોહાન બાપ્તિસ્મા કરનારનો ઉપદેશ.

### સમય.

છપ્પા.

તીબેરીયસ કાયસારતણે પંદરમે વર્ષે;
પંતિયસ પીલાત યહુદાહ અધિપતિ ઠરશે.
ગાલીલ કેરૂં રાજકાર્ય હેરોદ કરે છે;
ઇતુરાઇ ને ત્રાખોનીતી ફીલીપ ધરે છે.
વળી આબિલેનેમાં વસે, લુસાનયસ રાજા તથા;
આન્નાસ, કાયાફાસ બે, પ્રમુખ્ય યાજક દીસતા.

એ અરસામાં એક બીના યરદનપર બનતી,
ઝખાર્યાહના પુત્ર ભલા યોહાને પ્રગટી.
પ્રદેશ માંહે પાપતણી માફીને સારૂ,
પસ્તાવાનું આપતો બાપ્તિસ્મા પ્યારૂં.
વળી નભ મંડળથી ઉતર્યું, શુભ વચન પ્રભુ દેવનું;
પ્રગટ કરતો પ્યારથી, વર્ણન લખીએ તેહનું.

## [યશાયાહુ તથા માલાખીનાં ભવિષ્યવચનો.]

**રામગ્રી.**

વાણી પ્રભુની સાંભળો, ઉતર્યું સત્યવચન!
પસ્તાવો કરવો પાપનો, એ છે આત્મકથન. વાણી.

સિદ્ધ કરો મુજ માર્ગને, દીસે અરણ્ય રૂપ!
આવું છું વસવા ઉરમાં, ઉચર્યાં ભૂપ અનૂપ. વાણી.

સર્વ પર્વત ને ડુંગરા, દીસે ઉંચા જેહ!
વેગે કરાશે વિશ્વમાં, સહુથી નીચા તેહ, વાણી.

ડુંગરીઆળા દેશમાં, દીસે નીચું જેહ!
વેગે કરાશે વિશ્વમાં, સહુથી ઉંચું તેહ. વાણી.

ધારાઓ, ખીણો ને ટેકરી, ખડબચડાં મેદાન!
વેગે થશે આ વિશ્વમાં, સરખાં એક સમાન. વાણી.

ગૌરવ ચમકશે દેવનું, પ્રગટે રૂડી રીત!
એકત્ર જોશે તેહને, સર્વ દેહ ખચિત. વાણી.

એવું કહેનારાની આગળે, વાણી થઈ અદ્‌ભુત!
પોકાર્યાં કર નિજ મુખથી, ઉચર્યાં ઈશ્વર સુત. વાણી.

શું રે પોકારૂં દેહ તો, દીસે તરણાને તુલ!
માનવનું સૌંદર્ય તો, જાણે ખેતરનું ફૂલ. વાણી.

તરણાં સુકાઈ જાય છે, ફૂલડાં કરમે સદાય!
કાંજે પ્રભુ તુજ કોપનો, તે પર વાયુ વાય. વાણી.

માનવ કેવળ ઘાસ છે, પળમાં સુકાએ જેહ!
ચીમળાઈ ફૂલ ખરી પડે, એવી માનવ દેહ. વાણી.

સર્વ મનુષ્ય દેહનું, ટળશે વ્યર્થ ગુમાન!
સર્વદા રહેશે દેવની, વાતો મહિમાવાન. વાણી.

જુઓને આ મુજ એલચી, આવે છે આવાર!
મારી આગળ મુજ માર્ગને, તે તો કરશે તૈયાર. વાણી.

જેને તમે તો શોધતા, જે છે સ્વામીનાથ!
તે તો પોતાને મંદિરે, આવે અકસ્માત. વાણી.
આનંદાસ્પદ જે આપણું, તે તો આવે છે એમ!
કોણ સહન એ કરી શકે, તેનું આવવું તેમ? વાણી.
પ્રત્યક્ષ હાજર થાય તો, કરે ભસ્મ તમામ!
કોણ ઉભો રહે આગળે, તે તો અગ્નિ સમાન. વાણી.
કંચન શુદ્ધ ગણાય છે, અગ્નિ મધ્યે જેમ!
પ્રભુ પોતાના લોકને, કરશે શુદ્ધજ એમ. વાણી.
અગ્નિ રૂપ બિરાજશે, સિંહાસન પર ખાસ!
શુદ્ધ કરી નિજ દાસને, લેશે પોતા પાસ. વાણી.

---

## રાનમાં ધાંટો પાડનારની વાણી.

હરિગીત.

વેગે કરો સિદ્ધ માર્ગ જે, વાંકી દીસે છે વાટડી,
ફળવંત બનો, નિષ્ફળ અરે, જૈતુન કેરી જાતડી;
જુઠી અને ભુંડી પ્રજા શું, સ્વર્ગ મધ્યે સમાય છે?
તો પૂર્ણ પસ્તાવો કરો, સ્વર રાનમાં સંભળાય છે!

હર ચીજ પુરાશે અરે, નીચાણ જ્યાં દેખાય છે;
નીચો કરાશે પહાડ ને, વળી ટેકરો જ્યાં થાય છે.
આડી અને અડિયલ પ્રજા, શું પાપથી પીડાય છે?
તો પૂર્ણ પસ્તાવો કરો, સ્વર રાનમાં સંભળાય છે!

વાંકું હવે સીધું થશે, દિલ પાપથી પસ્તાઇને,
ખાડા અને વળી ટેકરા, ધરશે સપાટ સફાઈને;
ગર્વિષ્ટનાં સંતાન શું, ગર્વિષ્ટ ઉંચ ગણાય છે?
તો પૂર્ણ પસ્તાવો કરો, સ્વર રાનમાં સંભળાય છે!

આકાશ કેરૂં રાજ નજદીક, આવીયું છે આ સમે,
સહુ દેહ ધારી દેવનું તારણ, નિરખશે તે સમે.
હા, વિશ્વમાં ઉદય થશે, નિર્મળ પ્રકાશ જણાય છે,
તો પૂર્ણ પસ્તાવો કરો, સ્વર રાનમાં સંભળાય છે!

## તુચ્છકાર.

દોહરો.

ફરોશીઓ ને શાસ્ત્રીઓ, દોડી આવ્યા બહાર;
યોહાને ઉપદેશમાં, દર્શાવ્યો તુચ્છકાર.

---

## યોહાનનો ઉપદેશ.

હરિગીત.

રે! સર્પ કેરા વંશજો, ક્યાંથી તમે સહુ આવીઆ?
ને નાસવા ભર ક્રોધથી, કોણે અહો! ચેતાવીઆ?
આ ક્રોધથી બચવાતણો, અભિલાખ અંતર થાય છે?
તો પૂર્ણ પસ્તાવો કરો, શુભ સમય વિતી જાય છે!

આ ગૌરવી દીલ ચમનમાં, ફૂલો સુગંધી લાવવાં
ને દેહરૂપી વૃક્ષને, આત્મિક ફળો ઉપજાવવાં
ફળ યોગ્ય પશ્ચાત્તાપ, શું નિજ અંતરે ઉભરાય છે?
તો પૂર્ણ પસ્તાવો કરો, શુભ સમય વિતી જાય છે!

છે તાત ઈબ્રાહીમ અમારો, વંશજો અમ તેહના
વદશો ન મુખડે વાક્ય એ, વચનો દીધાં છે વ્રેહનાં
જુદાઇનાં સંતાન શું, સત્ વાક્ય દિલમાં ચહાય છે?
તો પૂર્ણ પસ્તાવો કરો, શુભ સમય વિતી જાય છે!

હું સત્ય કહું છું આ સમે, છે વંશજો તેના ઘણા;
ઉત્પન્ન કરી શકશે પ્રભુ, સંતાન આ શિલાતણાં.
શિલાતણાં સંતાન શું, જળવૃષ્ટિએ ભિંજાય છે?
તો પૂર્ણ પસ્તાવો કરો, શુભ સમય વિતી જાય છે!

આ વૃક્ષની જડ ઉપરે, કુહાડીઓ મૂકાય છે
જે વૃક્ષ ફળ નવ આપતું, તે અગ્નિમાં નંખાય છે
નિષ્ફળ યહુદી વંશ શું, ફળવંત થવાને ચહાય છે?
તો પૂર્ણ પસ્તાવો કરો, શુભ સમય વિતી જાય છે!

---

## યોહાનનો દેખાવ.

**ચોપાઇ છંદ.**

યોહાને આપ્યો ઉપદેશ, નાઝારી વ્રત સોહે કેશ;
પહેર્યાં અંગે રાખી ધીર, ઉંટતણાં રૂઆંનાં ચીર.
તુંબિપાત્ર ધર્યું નિજ સ્કંધ, ચર્મતણો છે કમ્મરબંધ.
જમતો તીડ ને રાની મધ, શ્યામ શરીર ને ઉંચું કદ.

---

## યોહાનને પ્રશ્ન.

**દોહરો.**

યહુદીઓ નિજ નાથની, જોતા વાટ અપાર;
નિહાળતાં યોહાનને, પ્રશ્ન પૂછ્યો તત્કાળ.

સ્વામી શું તું ખ્રીસ્ત છે? પ્રગટ થશે જે નાથ;
ઉત્તર આપી પ્રશ્નનો, ભાગો મનની ભ્રાંત.

યહુદીઓ યોહાનને, પ્રશ્ન પૂછે છે જ્યાંય;
યોહાને આનંદથી, ઉત્તર દીધો ત્યાંય.

અગ્રગામી હું ખ્રીસ્તનો, આપું જળ સંસ્કાર;
આવે છે મુજ પાછળે, સમર્થ સરજનહાર.

હું છું દાસ મશીહનો, પાછળ આવે નાથ;
ચંપલની રસી છોડવા, યોગ્ય નથી મજ હાથ.

મશીહ જ્યારે આવશે, આ અવનિ મોઝાર;
આત્માથી તો આપશે, શુદ્ધ અગ્નિ સંસ્કાર.

સ્વામી મારો આવશે, સુપડુ છે નિજ હાથ;
ઝટકી કરશે જોમથી, સ્વચ્છ ખળી મજ નાથ.

ઘઉં વીણીને ગુણમાં, ભરશે નિજ ભંડાર;
ભુંસુ બાળી નાખશે, જવાળાગ્નિ મોઝાર.

---

## પસ્તાવાનું બાપ્તિસ્મા.

**માલકોષ પૃથ્વી છંદ.**

લોકો પુકાર પુકાર કરે છે, ઘડી ઘડી યોહાનને;
ઉપદેશ અમોને આપ અમે, સમજીએ સુજ્ઞાનને.
સૂઝે નહિ શું કરવું અમારે, ધર્મ પૂણ્ય કર્મ કે?
પસ્તાવો કર, બાપ્તિસ્મા પામ, પછી કથું તને હું મર્મ તે. ટેક.

જેની કને છે વસ્ત્ર બબ્બે, અંગરખાં અંગ ઉપરે
એક તેમાંથી આપી દેવું, વસ્ત્ર જેને નથી અરે!
ભૂખ્યાંને ભોજન આપવું, ધર દયા ધર્મ એ કર્મ છે. પસ્તાવો

દાણુ લેનારે પ્રશ્ન કર્યો, સ્વામી અરે! હું શું કરૂં?
નિયમિત કાર્ય કરૂં કે, કર્મ સકળ હું પરહરૂં?
નિયમિત દાણુ લેવું, દાણીતણો એ ધર્મ છે. પસ્તાવો

નાણાં પડાવી લેવાં ન વધુ, નિયમિત દામ લે
જબરદસ્તી પરહરી, નિજ પગારથી સંતોષ રહે
સરળ માર્ગ શીખવું હું, ઉત્તમ એજ કર્મ કે— પસ્તાવો

સિપાઇએ પણ પ્રશ્ન કર્યો, સ્વામી અરે! હું શું કરૂં?
નિયમિત કાર્ય કરૂં કે, કર્મ સકળ હું પરહરૂં?
ગેરકાયદે ન વર્તે, કઠિન એજ કર્મ કે— પસ્તાવો

---

### જળસંસ્કાર.

**દોહરો.**

દોડી આવ્યા દૂરથી, લોકો અપરંપાર;
પસ્તાવો કરી પાપનો, પામ્યા જળ સંસ્કાર.

---

## ૨૦ પ્રકરણ.

### ઈસુ મશીહનું બાપ્તિસ્મા.

**ગોડીની દેશી.**

યોહાને લીધો સંન્યાસ, કંટકારણ્યમાં કીધો વાસ;
જેમાં યર્દનનો વિસ્તાર, વહે છે નિર્મળ જળ સુખકાર.

તે તો બાપ્તિસ્મા આપે જ્યાંહી, આવ્યા ઇસુ મશીહ પણ ત્યાંહી;
તેણે માગ્યો જળ સંસ્કાર, દીધો ઉત્તર યોહાને તે વાર.
તમો દેવકુંવર અવિકારી, હું છું માનવ પુત્ર વિકારી;
સ્વામી, અળગા રહોને આજ, મુજને શોભે નહિ એ કાજ.
હું તો માનવ પુત્રજ કહાવું, તમો પાસ હું લેવા આવું;
સ્વામી, હું તો તમારો દાસ, શાને આવ્યા અહીં મુજ પાસ?
મુજને વારે છે તું કેમ? હમણાં સર્વ થવા દેને એમ;
જે જે ન્યાયીપણું ઉચિત, કરવું પૂરણ એ શુભ રીત.
પ્રતિ ઉત્તર દીધા એહ, દે છે બાપ્તિસ્મા પછી તેહ;
ઉતર્યાં યર્દન નદ મોઝાર, પામ્યા સ્વામી જળ સંસ્કાર;
લીધું બાપ્તિસ્મા સહુ સાથ, આવ્યા પાણીથી ઉપર નાથ.
તેઓ ઉભા છે પાણીથી બહાર, ઉઘડયાં આકાશકેરાં દ્વાર;
ઉતર્યો નિર્મળ આત્મા જેહ, દીસે કબૂતર સરખી દેહ;
એવે અદ્ભુત દીઠું ત્યાંહી, થયો પોકાર નભની માંહી.
"એ છે પુત્ર સનાતન મારો, મુજને પ્રાણથકી નિત પ્યારો!"
"તેણે જન્મ ધર્યો છે જેથી, હું તો પૂર્ણ પ્રસન્ન છું તેથી."
દીપે દેવપણામાં જેહ, 'પિતા,' 'પુત્ર' ને 'આત્મા' તેહ;
હતો અદૃશ્ય ત્રિએક દેવ, થયો પ્રગટ અવશ્યમેવ.

---

## ઉપદેશનો આરંભ.

**દોહરો.**

[અભિષિકતને અંતરે, પ્રગટયો પૂર્ણાવેશ;
ત્રીસ વરસની ઉમ્મરે, આરંભ્યો ઉપદેશ.]

---

### [અભિષિક્ત]

**ગઝલ.**

હૃદયમાં ભાસ થાએ છે, વિષય ઉભરાઇ જાએ છે!
રચી જે વાત તે બોલું, મશીહનું રાજ થાએ છે. હૃદયમાં
અહો! મમ જીભ આ કેવી? ચપળ લહિઆ કલમ જેવી!
સરી જાતી સરળતાએ, પ્રીતિનો પાસ હા એ છે. હૃદયમાં

મનુષ્ય પુત્રના કરતાં, દીઠી મેં દિવ્ય સુંદરતા!
અનુગ્રહ હોઠ પર તારા, મશીહ રેડાઇ જાએ છે. હૃદયમાં
અયી! તરવાર લે તારી, ગ્રહો શુરવીર સરદારી!
સજો ગૌરવ અને મહાત્મ્ય, અરિષ્ટો ત્રાસ દાએ છે. હૃદયમાં

મશીહે નમ્રતા ધારી, સજી છે સત્યની સ્વારી!
ભયંકર યુદ્ધ નિહાળી, રણક્ષેત્રો ધુજાએ છે. હૃદયમાં

અયી! આ બાણુ તો તારાં, ઘણાં તીક્ષ્ણુ અને ખારાં!
હૃદયમાં રાયને પેઠાં, અરે! એ પ્રાણુ જાએ છે. હૃદયમાં

સનાતન રાજ્ય છે તારૂં, સનાતન સ્થિર ટકનારૂં!
યથાર્થી રાજ્ય કેરો દંડ, મશીહના હાથ માંહે છે. હૃદયમાં

અહો! આનંદના તેલે, અભિષિક્ત મસ્તકે રેલે!
સુગંધીદાર વસ્તુથી, બધાં વસ્ત્રો ભરાએ છે. હૃદયમાં

નિહાળી રાજ્યના મહેલો, કીધો હર્ષિત ને ઘેલો!
રૂડાં વાજીંત્રને નાદે, ગવૈયા ગાન ગાએ છે. હૃદયમાં

અહો! આ રાજપુત્રીઓ, દીસે છે માનવંત સ્ત્રીઓ!
ઉભાં છે સાથ રાણીજી, સતી શણુગારમાં એ છે. હૃદયમાં

અયી! સંતાન તું મારાં, વિસારી દે સગાં તારાં!
ભજન કર ભાવથી તેનું, તને દિલ સાથ ચાહે છે. હૃદયમાં

જગતમાં યુવતિ જ્યાં છે, જશે નજરાણું લઇને તે!
શ્રીમંતો આજીજી કરશે, મુખે ગૌરવ મનાએ છે. હૃદયમાં

જરીનાં વસ્ત્ર છે જેને, કુમારીકા હશે તેને!
અતિ આનંદ ઉત્સાહે, મહેલોમાં લવાએ છે. હૃદયમાં

અનાદિ આપની યાદી, ટકે તુજ રાજની ગાદી!
સદા ઉપકાર સ્તુતિનાં તને અર્પણુ ચઢાએ છે. હૃદયમાં

વિજય પ્રાપ્તિ મળે ભારી, ધ્વજા ફરકી રહે તારી!
'જગત,' 'શેતાન' ને 'મૃત્યુ,' સકળ શત્રુ હરાએ છે. હૃદયમાં

# ૨૧ પ્રકરણ.

## ઇસુ મશીહનું પરીક્ષણ.

**રામગ્રી.**

આત્મા હરી ગયો ખ્રીસ્તને, વિકટ વન મોઝાર;
પીડા વિવિધ પ્રકારની, પામ્યો અપરંપાર. આત્મા.

હિંસક વનપશુ પંખીઓ, વસતાં વિધવિધ ભાત;
ચાલીસ દિવસ ને રાતડી, રહ્યો તેઓની સાથ. આત્મા.

ઈસુ અરણ્યમાં એકલો, અહીં તહીં ફરતો ઉદાસ;
અન્ન, ઉદક વિણ તેહને, થયા નિત ઉપહાસ. આત્મા.

ચાલીસ દિન વિત્યા પછી, ક્ષુધા લાગી જેવાર;
એવે સમે ત્યાં આવીઓ, પરીક્ષણ કરનાર. આત્મા.

શેતાને આવી તેહને, પૂછ્યું તેણીવાર;
શાને સહે ક્ષુધા આવડી, મિથ્યા વનમોઝાર? આત્મા.

જો તું પ્રભુનો પુત્ર હો, આજ્ઞા દે ભલીભાત;
પત્થર કેરી રોટલી, થશે જમવાને માટ. આત્મા.

ઉત્તર દીધો તેહને, લખીઆ લેખજ એમ;
માનવ માત્ર અનાજથી, જીવે નહિ એ કેમ? આત્મા.

જીવન રહ્યું નથી અન્નમાં, પ્રભુ પ્રાણાધાર;
મુખડા થકી જે નીકળે, શબ્દ જીવન હાર. આત્મા.

ઉત્તર એવો સાંભળી, થઈ નિજ આશા ભંગ;
યરૂશાલેમ શહેરમાં, લઈ ચાલ્યો નિજ સંગ. આત્મા.

શેતાન ઇસુને લાવીઓ, મહા મંદિર મોઝાર;
બુરૂજ ઉપર બેસાડીને, બોલ્યો તેણી વાર. આત્મા.

જો તું પ્રભુનો પુત્ર હો, હૈયા કેરોજ હાર;
તો તો ભલા મુજ આગળે, હેઠળ કૂદકો માર. આત્મા.

ઈશ્વર પ્રેરિત ગ્રંથમાં, લખીઆ લેખ પ્રસિદ્ધ;
તારા સંબંધી દૂતને, કરશે આજ્ઞા ખચિત. આત્મા.

દૂતો તુજને હસ્તમાં, ઝીલી લેશે જ્યાંય;
હાનિ થશે નવ અંગને, પત્થર પર અફળાઇ. આત્મા.
ઉત્તર દીધો ઇસુએ, લખીઆ લેખજ એમ;
દુષ્ટ અરે! તુજ દેવનું, પરીક્ષણ કર કેમ? આત્મા.
ઉત્તર એવો સાંભળી, થયો અંતરમાં ઘાત;
મંદિર બહાર ઉતાવળે, લઇ ચાલ્યો નિજ સાથ. આત્મા.
ઉંચા પર્વત ઉપરે, જુગતે બેસાડી જ્યાંય;
પૃથ્વી ઉપરનાં રાજ્યનો, દેખાડયો મહિમાય. આત્મા.
વૈભવ વિધ વિધ ભાતનો, જોતાં શ્રેષ્ઠ જણાય;
લાલચમાં લપટાવવા, બોલ્યો મુખથી ત્યાંય. આત્મા.
ભક્તિ કરે જો માહરી, મસ્તક નામી પાય;
તો આ સઘળાં તુજને, આપી દઉં ક્ષણ માંય. આત્મા.
ઉત્તર દીધો તેહને, જા, જા, મુજથી દૂર;
સ્પષ્ટ લખ્યું છે શાસ્ત્રમાં, શોધી જોને જરૂર. આત્મા.
તું પ્રભુ તારા દેવની, ભક્તિ કરજે સમર્થ;
અન્ય મનુષ્યો આગળે, મસ્તક ધરતો ન વ્યર્થ. આત્મા.
ઉત્તર એવો સાંભળી, સમજી અંતર માંય;
દુષ્ટ ત્વરાએ સંચર્યો, તજી ઇસુને ત્યાંય. આત્મા.
દૂતો આકાશેથી ઉતરી, આવ્યા ઈસુની પાસ;
સેવા કરે છે સ્નેહથી, વનમાં એકલ વાસ. આત્મા.

---

## ૨૨ પ્રકરણ.

### મસીહ વિષે યોહાનની સાક્ષી.

(પહેલો દિવસ.)

દોહરા.

વનવાસી યોહાનને, પ્રશ્ન પૂછવા માટ;
ફરોશીઓએ મોકલ્યા, લેવી, યાજક સાથ.

લેવી, યાજક સંચર્યાં, વેગે વન મોઝાર;
વનવાસી યોહાનને, પ્રશ્ન પૂછ્યો તત્કાળ.

ઉપદેશક, તું કોણ છે? ઉત્તર દેને આજ;
ફરેશીઓએ મોકલ્યા, પ્રશ્ન પૂછવા કાજ.

ઉત્તર દીધો તેહને, યોહાને તે 'વાર;
સાક્ષી આપી સ્નેહથી, સમજાવ્યો ઈકરાર.

યોહાને આનંદથી, કીધું એજ કબૂલ;
ખ્રીસ્ત નથી હું તો અરે! ખરે ખ્રીસ્ત અમૂલ.

શ્રોતાજન યોહાનને, પૂછે બીજી વાર;
તો શું તું છે એલીઆ? ઉત્તર દે તતકાળ.

યોહાને આવેશથી, ઉત્તર આપ્યો જ્યાંય;
ના, ના હું તો તે નથી, પૂંછે તેઓ ત્યાંય.

તો શું તું છે આવનાર, ભવિષ્યવાદી જેહ?
ઉત્તર દીધો એજ કે, નથી નથી હું તેહ.

ઉપદેશક, તું કોણ છે? પૂછે સંત સમાજ;
શો ઉત્તર જઈ આપીએ, ફરેશીઓને આજ?

ઉત્તર દીધો આખરે, યોહાને ભલીભાત;
હું છું વાણી તેહની, પોકારે વનવાટ.

જીવન માર્ગ પ્રયાણનો, સત્વર કરવો સિદ્ધ;
ધાંટો તાણી રાનમાં, કરતો એજ પ્રસિદ્ધ.

યહુદીઓ તવ ઉચર્યાં, સુણતાં એજ વૃત્તાંત;
કહે કહે તું કોણ છે? ભાગે મનની ભ્રાંત.

ખ્રીસ્ત નથી, નથી એલીઆ, નથી યહુદી નાથ;
શા માટે તવ આપતો, બાપ્તિસ્મા તુજ હાથ?

યહુદીઓની આગળે, સાક્ષી દેતાં સાથ;
ઉત્તર આપ્યો ધૈર્યથી, યોહાને ભલીભાત.

હું તો કેવળ નીરથી, આપું જળ સંસ્કાર;
તે તો તમને આપશે, શુદ્ધ અગ્નિ સંસ્કાર.

મશીહ ઉભો છે મધ્યમાં, નિરખો નહિ એ કેમ?
અંતરમાં નિજ નાથની, જાણ નથી કંઈ એમ.

આવે છે મુજ પાછળે, પૂરણ કરવા કાજ;
ચંપલની રસી છોડવા, યોગ્ય નથી હું આજ.

યર્દન મધ્યે આપતો, નિર્મળ જળ સંસ્કાર;
મજકુર બીનાઓ બની, બેથાનીઆ મોઝાર.

---

## ૨૩ પ્રકરણ.

### મશીહ વિષે યોહાનની સાક્ષી.

(બીજો દિવસ.)

**બનજારો.**

જુઓ જુઓ સજ્જન નરનારી, હલવાન પ્રભુનું ભારી!

જે વિશ્વનું પાપ નિવારે, અઘહરણ કરે અતિ ભારે;
એ છે દેવ કુંવર સુખકારી. હલવાન.

જે પુરૂપ હતો મમ આગે, તે તો થયો પ્રગટ મમ પૂંઠે;
ઈસુ મશીહ મહા ગુણકારી. હલવાન.

મેં બાપ્તિસ્મા દીધું જ્યારે, થઈ અદ્‌ભુત વાણી ત્યારે;
અહો! દૈવતણી ગતિ ન્યારી. હલવાન.

મેં પંડે પીછાણ્યો ન એવે, દીધી પૂરણ સાક્ષી દેવે;
શું વર્ણવે રસના મારી? હલવાન.

રૂડો સંદેશો આપ્યો જેણે, મુજને દર્શન દીધું તેણે;
દીધા સંદેહ સર્વ વિદારી. હલવાન.

"એ છે પુત્ર સનાતન મારો, મુજને પ્રાણ થકી નિત પ્યારો;"
"હું છું પૂર્ણ પ્રસન્ન આવારી." હલવાન.

એવો દિવ્ય પુરૂષ હવે જાગે, થશે પ્રસિદ્ધ યહુદી આગે;
લીધું બાપ્તિસ્મા આનંદકારી. હલવાન.

ઉડી આવ્યું કબૂતર પાંખે, મેં દીઠું ખચિત મુજ આંખે;
શુદ્ધ આત્માતણી એ નિશાણી. હલવાન.

તે તો ફરશે સકળ સંસારે, કરશે બાપ્તિસ્મા આત્માદ્વારે;
એ છે સાક્ષી અહોનિશ મારી. હલવાન.

---

## ૨૪ પ્રકરણ.

### ઈસુ મશીહના પહેલા ત્રણ શિષ્ય.

(ત્રીજો દિવસ.)

**રાગ મારૂ.**

બીજે દહાડે બે શિષ્ય સાથરે, ફરી યોહાન ઉભો ભલી ભાતરે.
રૂડો પંથ વળે છે જ્યાંથીરે, વિચર્યાં સ્વામીનાથજ ત્યાંથીરે.
તેણે નિહાળી જોયું જ્યારેરે, પ્રભુ ઇસુને નિરખ્યો ત્યારેરે.
બોલ્યો શિષ્યને કરી સાનરે, જુઓ દેવતણું હલવાનરે.
સુણી શિષ્ય અચંબિત થયારે, બંને ઇસુની પૂંઠળ ગયારે.
એણી પેરે તે બોલ્યા નાથરે, તમે શું શોધો છો ભ્રાતરે?
કહે શાગીર્દો શીષ નામીરે, રાબી, કયાં રહે છે જગસ્વામીરે?
રાબી કહે છે આવી નિહાળોરે, નિજ સંદેહ અંતરના ટાળોરે.
સુણી શિષ્ય ઉલ્લાસી થયારે, બંને ઇસુની પૂંઠળ ગયારે.
કહો બીના બની એ કયારે રે? અહો! દશમી હોરા હતી ત્યારેરે.
સુણી યોહાનની શુભ વાતરે, બંને શિષ્ય ગયા ભલીભાતરે.
શુભ આંદ્રિયા સુખ દાઇરે, દીસે સીમોન પીતરતણો ભાઇરે.
તે તો ઈસુની પૂંઠળ વળીઓરે, નિજ બંધુને આવી મળીઓરે.
વદે આંદ્રિયા સુણ ભ્રાતરે, મુજને મળીઆ સ્વામીનાથરે.
બંધુ મશીહ મળ્યો છે અમનેરે, તેનો અર્થ જણાવું તમનેરે.
ઇસુ માનવ કેરો પુત્રરે, એવું શાસ્ત્રતણું છે સુત્રરે.
વળી ખ્રીસ્ત પ્રભુ પુત્ર કહાવેરે, ધરી જન્મ જગતમાં આવેરે.

એવો મશીહ મળ્યો છે અમનેરે, તે તો પ્રગટ કરીએ તમનેરે.
વદે આંદ્રિયા સુણ ભ્રાતરે, મુજને મળીઆ સ્વામીનાથરે.
તે તો બંધવને તેડી લાવ્યોરે, પીતર ઇસુની પાસે આવ્યોરે.
સ્વામી બોલ્યા નિહાળી મુખરે, તું તો યોનાનો પુત્ર અચૂકરે.
તું તો પત્થર સરિખો ભાસેરે, નિત કેફા નામે ઓળખાશેરે.

---

### તેઓ પ્રથમ યોહાનના શિષ્ય હતા.

**દોહરો.**

આંદ્રિયા, યોહાન ને, પીતર નામ પ્રસિદ્ધ;
શિષ્ય પ્રથમ યોહાનના, વળ્યા ખ્રીસ્ત સનિદ્ધ.

---

## ૨૫ પ્રકરણ.

### ફીલીપ અને નાથાનાએલ.

(ચોથો દિવસ.)

**રાગ મારૂ.**

બીજે દહાડે સ્વામીનાથરે,
જવા ઇચ્છે શુભ ગાલીલ પ્રાંતરે.

થયા સ્વામીનાથ વિદાયરે,
પંથે મળ્યો ફીલીપ સુખદાયરે.

પ્રીતે બોલ્યા સ્વામીનાથરે,
તું તો ચાલ્યને મારી સાથરે.

ફીલીપ નાથાનાએલને મળીઓરે,
નાથાનાએલ એણી પેર વળીઓરે.

બોલ્યો ફીલીપ હર્ષે ભરાઇરે,
સુણ વધામણી સુખદાઇરે.

હું તો ભક્ત જનોમાં ભળીઓરે.
ઈસુ નાઝારી મુજને મળીઓરે.

તે તો યુસફ કેરો સુતરે,
જેની જન્મ કથા અદ્‌ભુતરે.

ભાખ્યાં ભવિષ્ય વચનો જેહરે,
થયાં ઈસુમાં પુરણ તેહરે.

સુણી સંદેશો સુખ દાઇરે,
બોલ્યો નાથાનાએલ ત્યાંહીરે.

મેં તો ધ્યાન રૂદેમાં ધરીયુંરે,
દીસે તુચ્છ નગર નાઝરીયુંરે.

જેમાં વસે અજ્ઞાની લોકરે,
શુભ મળવાની આશા ફોકરે.

જેમાં દુર્જનિયાંનો વાસરે,
શુભ મળવાતણી શી આશરે?

મોટો ભવિષ્યવાદી જે કહાવેરે,
તે શું નાઝારેથમાંથી આવેરે?

એ તો કલ્પે બની નવ શકેરે,
તું તો બોલે કે મિથ્યા બકેરે?

દીધો ઉત્તર અરે! મુજ ભ્રાતરે,
તું તો ચાલ્યને મારી સાથરે.

નાથા, નજરે નજર નિહાળોરે,
નિજ સંદેહ અંતરનો ટાળોરે.

સુણી ઉત્તર. અતિ ઉલ્લાસેરે,
તે તો આવ્યો ઇસુની પાસેરે.

સ્વામી બોલ્યા નિહાળી ત્યાયરે,
ખરો યહુદી આ કહેવાયરે.

જેમાં કપટ નથી તલ ભારરે,
દીસે નિષ્કપટી નિરધારરે.

મેં તો પરખી લીધો નર સ્હેજરે,
ખરેખરો યહુદી એજરે.

નાથાનાએલ વદે છે ત્યાંથીરે,
મુજને પીછાણે તું કયાંથીરે?

પ્રતિ ઉત્તર દીધા ત્યાંયરે,
સુણુ વર્ણન એ સુખદાયરે.

તેડયો ફીલીપે તુજને જ્યાંથીરે,
મેં તો પરખી લીધો છે ત્યાંથીરે.

તું તો બેઠો અંજીરી તળેરે,
નિરખ્યો પ્રત્યક્ષ અહો! એજ પળેરે.

બોલ્યો મસ્તક નામી પાયરે,
તું તો યહુદીઓનો રાયરે.

તું તો દેવકુંવર અતિ ભારીરે,
તારી અકળ ગતિ છે ન્યારીરે.

ત્યારે બોલ્યા સ્વામી નાથરે,
મેં તો નિરખ્યો તને ભલી ભાતરે.

તેં તો વિશ્વાસ ધર્યો શું એથીરે?
જોશે અદ્‌ભુત બીનાઓ તેથીરે.

હું તો ખચિત કહું છું તમનેરે,
જેમાં અંદેશો નથી અમનેરે.

મેં તો લીધો મનુષ્ય અવતારરે,
ચઢશે દિવ્ય દૂતો મુજ દ્વારરે.

અહો! આકાશ ઉઘડશે એમરે,
ચઢશે ઉતરશે સહુ તેમરે.

થશે અદ્‌ભુત એ મુજ હસ્તેરે,
તું તો નિરખશે નિજ દષ્ટેરે.

# ૨૬ પ્રકરણ.

## ઈસુ મસીહનો પહેલો ચમત્કાર.

ગરબી.

| | | | | |
|---|---|---|---|---|
| સખી! જોને લગ્ન હતું એકવાર, | કે | કાના | ગામમાંરે | લોલ! |
| સખી! જોને વિચર્યાં નર ને નાર. | ,, | ,, | ,, | ,, |
| સખી! જોને દીસે મરિયમ માત, | ,, | ,, | ,, | ,, |
| સખી! જોને તેડ્યા સ્વામીનાથ. | ,, | ,, | ,, | ,, |
| સખી! જોને શિષ્યો લીધા સાથ, | ,, | ,, | ,, | ,, |
| સખી! જોને વિચર્યાં સ્વામી નાથ. | ,, | ,, | ,, | ,, |
| સખી! જોને દ્રાક્ષરસ ખૂટ્યો ત્યાંય, | ,, | ,, | ,, | ,, |
| સખી! જોને ઉચર્યાં મરિયમ બાઇ. | ,, | ,, | ,, | ,, |
| બેટા! જોને દ્રાક્ષરસ ખૂટ્યો આજ, | ,, | ,, | ,, | ,, |
| બેટા! જોને ભીડ પડી સહુ સાજ. | ,, | ,, | ,, | ,, |
| સખી! જોને બોલ્યા સ્વામી નાથ, | ,, | ,, | ,, | ,, |
| માડી! એમાં તારે શી પંચાત? | ,, | ,, | ,, | ,, |
| માડી! જોને સમય નથી મુજ આજ, | ,, | ,, | ,, | ,, |
| માડી! જોને મારો શોરે ઇલાજ? | ,, | ,, | ,, | ,, |
| સખી! જોને ચાકર તેડ્યા ત્યાંય, | ,, | ,, | ,, | ,, |
| સખી! જોને ઉચર્યાં મરિયમ બાઇ. | ,, | ,, | ,, | ,, |
| વીરા! તમે રાખી અંતર આશ, | ,, | ,, | ,, | ,, |
| વીરા! તમે કાર્ય કરો રહી પાસ. | ,, | ,, | ,, | ,, |
| સખી! જોને પત્થર કેરાં પાત્ર, | ,, | ,, | ,, | ,, |
| સખી! જોને કુંડાં છે ખટ્ માત્ર. | ,, | ,, | ,, | ,, |
| સખી! જોને બોલ્યા સ્વામી નાથ, | ,, | ,, | ,, | ,, |
| સખા! તમે સ્વચ્છ કરો મુજ માટ. | ,, | ,, | ,, | ,, |
| સખા! તમે ધારણ રાખી ધીર, | ,, | ,, | ,, | ,, |
| સખા! તમે ભરજો નિર્મળ નીર. | ,, | ,, | ,, | ,, |
| સખી! જોને ત્રણ મણ કેરાં માપ, | ,, | ,, | ,, | ,, |
| સખી! જોને છલ્ છલ્ ભરીયાં આપ. | ,, | ,, | ,, | ,, |

સખી ! જોને ઉચર્યાં નાથ ઉચ્ચાર, કે કાના ગામમાંરે લોલ !
સખા ! હવે સત્વર કહાડો બહાર. ,, ,, ,, ,,
સખી ! જોને કુંડાં સોંપ્યાં હાથ, ,, ,, ,, ,,
સખી ! જોને પરખ્યાં પુરણ ભાત. ,, ,, ,, ,,
સખી ! જોને ચાખ્યાં નિર્મળ નીર, ,, ,, ,, ,,
સખી ! જોને લાગ્યાં અમૃત ધીર. ,, ,, ,, ,,
સખી ! જોને ભઠિયારે ભલીભાત, ,, ,, ,, ,,
સખી ! જોને વરને કીધી વાત. ,, ,, ,, ,,
સખે ! જોને પ્રથમ ધરે રસ શ્રેષ્ઠ, ,, ,, ,, ,,
સખે ! પછી પીરસે રસ કનિષ્ટ. ,, ,, ,, ,,
સખે ! તેં તો પ્રથમ ધર્યો કનિષ્ટ, ,, ,, ,, ,,
સખે ! પછી પીરસ્યો રસ અતિ શ્રેષ્ઠ. ,, ,, ,, ,,
સખે ! મેં તો પ્રથમ લીધી રસધાર, ,, ,, ,, ,,
સખે ! આ તો એથી શ્રેષ્ઠ અપાર. ,, ,, ,, ,,
સખે ! તેં તો રાખી શેષ અજાણ, ,, ,, ,, ,,
સખે ! પછી પીરસી એજ પ્રમાણ. ,, ,, ,, ,,
સખી ! જોને મહિમા નિરખી આજ, ,, ,, ,, ,,
સખી ! જોને મગન થયા વરરાજ. ,, ,, ,, ,,
સખી ! જોને કીધો કાર્યારંભ, ,, ,, ,, ,,
સખી ! જોને શિષ્ય થયા અતિ દંગ. ,, ,, ,, ,,
સખી ! જોને ઉપજ્યો હર્ષ અપાર, ,, ,, ,, ,,
સખી ! જોને વર્ત્યો જયજયકાર. ,, ,, ,, ,,

---

## ૨૭ પ્રકરણ.

### કાપરનાહુમમાં કંઈક દિવસ રહેવું.

દોહરો. શિષ્યો સાથે સ્નેહથી, થયા નાથ વિદાય;
કૈંક દિવસ આવી રહ્યા, કાપરનાહુમ માંહ્ય.

---

દ્વિતીય વિભાગ સમાપ્ત.

---

# મશીહાખ્યાન.

## ત્રીજો ભાગ.

## યરૂશાલેમ તથા ગાલીલ અને ફરી યરૂશાલેમમાં ઈસુ મશીહને ઉપદેશ કરવાનો

## આરંભ.

---

## ૨૮ પ્રકરણ.

### મંદિરનું શુદ્ધિકરણ.

**સવૈયા એકત્રીસા.**

પાસ્ખા પર્વતણા દિવસોમાં, નાથ પધાર્યા ઉલટ ભેર;
પ્રવેશ કીધો મંદિર માંહે, પર્વ ઉજવવા પુરણ પેર.
મંદિર મધ્યે દૃષ્ટિ કરતાં, હાટ નિહાળી હારો હાર;
શાહુકાર નાણાવટીઓનાં, બાજટ નિરખ્યાં અપરંપાર.
વિધ વિધ દેશતણા ઉતારૂ, મંદિર મધ્ય પ્રવેશાને;
વેપારી વેપાર કરે છે, બાજટ ઉપર બેશીને.
નાણાવટીઓ મંદિર કેરાં, નાણાંની રાખે ધીર ધાર;
વેપારી વેપાર ચલાવે, મંદિર મધ્યે ધમધોકાર.
પ્રમુખસ્થાને ગોધો બેસી, કઠોર કંઠે ભણતો નાદ;
હોલાં તો વળી ડોક હલાવી, વિધ વિધ રીતે કરતાં વાદ.
બકરાં બેંબેં! બેંબેં! બોલે, મેંમેં! મેષતણા ઉદ્‌ગાર;
કબૂતર ઘુઘુ! ઘુઘુ! કરતાં, ઘોર મચાવે વારંવાર.
થેલી નાણાવટીઓ કેરી, ખણ! ખણ! નાદે ભણતી બોલ;
ઈસુએ મંદિરને દીઠું, ચોરતણા કોતરને તોલ!
ઝીણી રસીઓ ગુંથી નાથે, કોરડા કેરો મારી માર;
ઘેટાં, બકરાં, ગોધા સુદ્ધાં, વેપારીને કહાડયા બહાર.

કોઇને મસ્તક, કોઇને વાંસો, કોઇને તો કાંડાની કોર;
મંદિરમાં થઈ નાસાનાસી, ઉગ્ર મચાવી શોર બકોર.
બેઠક સર્વે ઉંધી વાળી, શ્વાસ ભર્યાં પંપાળે પેટ;
નાણું વેરી નાખ્યાં નીચે, બાજટ લઇને નાઠા શેઠ.
કબૂતર વાળાને તો કીધું, લઈ જા ત્યાંથી સઘળું બહાર;
શા માટે અંદર બેસીને, આજ તમે કીધો વ્યાપાર?
પિતાતણું જે ઘર કહેવાએ, પરમ પવિત્ર સ્થાન અપાર;
બજાર બનાવી બેઠા ધિક છે, ધમધોકારે ધંધો થાય!
શિષ્યોને સ્મરણમાં આવ્યું, જોતાં ત્યાં પ્રત્યક્ષ જણાય;
"ઘરની આસ્થા ખાશે મુજને," અગમ લેખ એ પૂરણ થાય.
યહુદીઓએ પ્રશ્ન કરીને, ઇસુને પુછ્યું તે વાર;
શા આધારે કાર્ય કરે છે? નિશાણી અમને દેખાડ.
પ્રતિ ઉત્તર દીધો ઈસુએ, પાડી નાખો મંદિર એહ;
ઉભું કરી આપીશ હું પોતે, ત્રણ દિવસની અંદર તેહ.
પ્રત્યુત્તર સુણતાંની સાથજ, યહુદીઓ ઉચર્યાં મુખ જ્યાંય;
શી રીતે એ ઉભું કરશે, ત્રણ દિવસની અંદર ત્યાંય?
છેંતાળીશ વર્ષો લાગ્યાં છે, મંદિરને બંધાતાં આજ!
તેને શું તું ત્રણ દિવસમાં, ઉભું કરી આપે સહસાજ?
શરીરરૂપી મંદિર વિષે, મર્મવચન બોલ્યો જે વાર;
મિથ્યા વાદ વિવાદ કરે છે, સમજ્યા વિણ મુરખ સરદાર.
એજ પ્રમાણે ઉપદેશક પણ, મર્મવચન બોલે કોવાર;
સમજ્યા વિણ વિખવાદ કરે તો, એજ ખરો મૂરખ સરદાર.
મરણમાંથી ઉઠયા જ્યારે, સ્વામીનાથ સજીવ થઈ;
શિષ્યો પણ એ સમજ્યા ત્યારે, મર્મવચન અંતરમાં સહી.
શિષ્યોને તો સુણતાં સાથજ, અંતરમાં વ્યાપ્યું અંધેર;
દૃઢ ભરોસો બેઠો અંતે, મર્મવચન પર પૂરણ પેર.

---

## [અઠવાડિક અર્પણો.]

રાસડો.

સોમે તે સુવાસિક અર્પણ લાવજો,
અંતરના ઉછાળા દુર વિદારજો;
ચિતા ખડકી ચિન્તાને સળગાવજો,
મંદિરમાં શુદ્ધ મનનાં અર્પણ લાવજો! ટેક.

મંગળવારે મેજ રૂડી દીપાવજો,
મનશંયમ અર્પેલી બાટી લાવજો;
માન્યતા માનેલી પૂરણ પાળજો,
મંદિરમાં શુદ્ધ મનનાં અર્પણ લાવજો!

બુધે આ ધૂપવેદી પૂર્ણ ધખાવજો,
ઐચ્છિકાર્પણ માટે ઇચ્છા આણજો;
અંતરકેરી આરતીને ઉતરાવજો.
મંદિરમાં શુદ્ધ મનનાં અર્પણ લાવજો!

ગુરૂવારે નૈમીતિકનો લાગજો,
પ્રભુને જઇને અર્પો દશમો ભાગ જો;
પ્રથમફળોને પ્રથમજનિત પધરાવજો,
મંદિરમાં શુદ્ધ મનનાં અર્પણ લાવજો!

શુકરવારે પાપાર્થાર્પણ પાળજો,
ખાદ્યાર્પણ ને પેયાર્પણ સંભારજો.
ઉપકારાર્થે ઐકયપણું દરશાવજો.
મંદિરમાં શુદ્ધ મનનાં અર્પણ લાવજો!

શનિશ્ચર એ શુદ્ધિકરણનો વારજો,
શાન્તિનાં શુભવચનો આજ સ્વીકારજો;
દોષ હ્રદયનો દૂર ધરીને આવજો,
મંદિરમાં શુદ્ધ મનનાં અર્પણ લાવજો!

રૂદનની રાત્રિતો સ્વપ્ને વહી ગઈ,
રમ્ય ! પ્રભાકર ઉગ્યો આદિતવાર જો !
આદિતવારે સંતોજન સહુ આવજો,
મંદિરમાં શુદ્ધ મનનાં અર્પણ લાવજો !

આત્માની ભક્તિ તો આત્માથી કરો,
આત્માની મુક્તિ તો આત્માથી તરો ;
આત્માને ઉગારો આજે દાવજો,
મંદિરમાં શુદ્ધ મનનાં અર્પણ લાવજો !

ગાય, શીખે ને વાંચે, આ શુભ રાસ જો.
તેના અંતઃપુરમાં થાય પ્રકાશ જો ;
યુસફના સ્વામીને મળવા ભાવજો,
મંદિરમાં શુદ્ધ મનનાં અર્પણ લાવજો !

---

## ૨૯ પ્રકરણ.

### અલ્પવિશ્વાસીઓ.

દોહરા.

મંગળ પાસ્ખાપર્વમાં, કાર્ય કર્યાં અદ્ભુત ;
વિગતેથી શું વર્ણવું ? વર્ણન રાખ્યું ગુપ્ત.
યહુદીઓએ નિરખ્યાં, અદ્ભુત કાર્ય અનેક ;
નામ ઉપર લોભાઇને, અંતર આણી ટેક.

યહુદીઓ નિજ આશથી, દોડી આવ્યા જ્યાંય ;
સ્વીકાર્યાં નવ તેહને, સ્વામીનાથે ત્યાંય.
પોતે સઘળું જાણતો, અથઇતિ તલભાર ;
માનવ કેરી સાખની, તેને શી દરકાર ?

માનવ કેરાં અંતરે, ગુપ્ત રહેલાં પાપ !
તે તો સઘળાં જાણતો, અંતર જ્ઞાની આપ.
યહુદીઓ વિશ્વાસથી, આવ્યા ઇસુ પાસ ;
ઇસુએ સહવાસથી, રાખ્યો નહિ વિશ્વાસ.

# ૩૦ પ્રકરણ.

## નીકોદેમસ સાથે સંભાષણ.

રાગ—(કશ્યપને ઘેર અવતર્યા તે.)

નીકોદેમસ નામે આવીઓ એક,
  ફરોશી ઈસુ પાસરે; રેણુ દીસે અંધારી!
યહુદીનો અધિકારી ને વળી,
  બોધક દીપે ખાસરે. ,, ,, ,,
રાબ્બી અમે સહુ જાણીએ તું,
  ધર્મોપદેશક ખાસરે; ,, ,, ,,
આવ્યો પરાત્પર દેવથી ને,
  દેવ વસે તુજ પાસરે. ,, ,, ,,
મનુષ્યથી તો બની ન શકે,
  આશ્ચર્ય કર્મજ એકરે; ,, ,, ,,
ખરે! સ્વામી, તું તો કરી શકે છે,
  અદ્‌ભુત કૃત્ય અનેકરે. ,, ,, ,,
દેમસ, તારે નવિન ફેરે,
  જન્મ લેવો નિર્ ઉરરે; પુનર્જન્મ સ્વીકાર!
ખચિત ખચિત કહું ખાસ તુજને,
  જન્મતણી ' જરૂરરે. ,, ,,
નિરખી ન શકે રાજ નયને,
  જન્મ વિના જન કોઇરે; ,, ,,
નવિન ફેરે જન્મ લે તું,
  ચિત્ત પ્રભુમાં પ્રોઇરે. ,, ,,
દેમસ તો આશ્ચર્ય પામી,
  પૂછે ઈસુને ત્યાંયરે; પુનર્જન્મ શું છે?
પુખ્ત વયે શું નવિન ફેરે,
  જન્મ પામે જન કયાંયરે? ,, ,,

ઘરડો ડોસો શું પ્રવેશ કરશે,
માતાના ઉદર માંયરે? પુનર્જન્મ શું છે?
ઘરડો, ડોસો શું જન્મ ધરશે,
નવિન ફેરે ત્યાંયરે? ,, ,,
ખચિત ખચિત હું કહું છું તુજને,
આત્માથી જન્મે ન જેહરે; પુનર્જન્મ સ્વીકાર!
ખચિત ખચિત હું કહું છું તુજને,
સ્વર્ગે વસે નવ તેહરે. ,, ,,
દેહથકી જે જન્મ પામે,
દીસે નિરખતાં દેહરે; ,, ,,
આત્માથકી જે જન્મ પામે,
આત્મા દીસે છે એહરે; ,, ,,
દેમસ, તું આશ્ચર્ય ન થા,
સુણી કથા નિજ ઉરરે; ,, ,,
ખચિત ખચિત હું કહું છું તુજને,
બની શકે જરૂરરે. ,, ,,
વા જ્યાં ઇચ્છે ત્યાં વાય છે ને,
સાંભળીએ સ્વર નિતરે; ,, ,,
ક્યાંથી આવ્યો ને ક્યાં વહી જશે?
ખબર નથી ખચિતરે. ,, ,,
આત્માથકી જે જન્મ ધરે,
એવું દીસે છે એહરે; ,, ,,
ક્યાંથી આવ્યું ને ક્યાં વહી જશે?
જાણી શકે નવ જેહરે. ,, ,,
દેમસ તો આશ્ચર્ય પામી,
પૂછે પ્રભુને એમરે; પુનર્જન્મ શું છે?
નવિન ફેરે જન્મ લેવો,
બની શકે એ તે કેમરે? ,, ,,

દેમસ, તું ઉપદેશક કહાવે,
જ્ઞાનતણા ભંડારીરે. પુનર્જન્મ સ્વીકાર !
એવી વાતો નથી જાણતો શું,
યહુદીના અધિકારીરે ? ,, ,,
ખચિત ખચિત હું કહું છું તુજને,
સાંભળ હે શિર તાજરે ; ,, ,,
અમે જે વાતો જાણીએ તે,
પ્રગટ કરીશું આજરે. ,, ,,
અમે જે દીઠું ને અમે જે જાણ્યું,
પ્રગટ કર્યું પરિપૂર્ણરે ; ,, ,,
તમે અમારી શીખ ન માનો,
એજ મહા દુઃખ મુળરે. ,, ,,
દેમસ, મેં તો પૃથ્વી ઉપરની,
વાતો કરી પ્રસિદ્ધરે ; ,, ,,
તો પણ તેં વિશ્વાસ ન કીધો,
વહેમે ભરી વિવિધરે. ,, ,,
દેમસ, જો હું પ્રસિદ્ધ કરૂં,
સ્વર્ગતણી શુભ વાતરે ; ,, ,,
કઈ પેર ધરશે વિશ્વાસ અરેરે !
અંતરમાં ભલી ભાતરે. ,, ,,
ચઢયું નથી કોઇ સ્વર્ગ વિષે,
જનો મધ્યેથી જેમરે ; ,, ,,
ઉતરી આવ્યો હું વિશ્વ મધ્યે,
આસ્માન ઉપરથી એમરે. ,, ,,
મુસાએ કીધો રાન મધ્યે,
સર્પ ઉચો સાક્ષાતરે ; ,, ,,

તેવીજ રીતે મનુષ્ય પુત્ર, પુનર્જન્મ સ્વીકાર!
થશે ઉંચો ભલી ભાતરે. ,, ,,
ખચિત ખચિત હું કહું છું તુજને,
સાંભળ હે શિરતાજરે; ,, ,,
ધરે ભરોસો દ્રઢતાથી,
અનંતજીવન પામે આજરે. ,, ,,

---

## ૩૧ પ્રકરણ.

### જગતનો મુક્તિદાતા.

**હરિગીત.**

દેવે જગત પર એટલી, પ્રીતિ કીધી કે પાપીઓ,
એકાકીજન્મિત પુત્રને, આ વિશ્વ માટે આપીઓ.
જે માન્ય કરશે ખ્રીસ્તને, તે અમરપદ ધરનાર છે;
ઈસુ મશીહા વિશ્વની, મુક્તિતણો દાતાર છે!

દેવે જગતનો ન્યાય કરવા, પુત્રને નવ આપીઓ;
પણ તેહનું તારણ થવા, નિજ પુત્રને તો સ્થાપીઓ.
રાખે ભરોસો ખ્રીસ્તનો તો, આખરે ઉદ્ધાર છે;
ઈસુ મશીહા વિશ્વની, મુકિતતણો દાતાર છે!

જે જે સ્વીકારે ખ્રીસ્તને, અઘ તેહનાં હરનાર છે;
જે જે નકારે ખ્રીસ્તને, અપરાધી તે ઠરનાર છે.
જે ગ્રહણ કરશે ખ્રીસ્તને, તે આખરે તરનાર છે;
ઈસુ મશીહા વિશ્વની, મુકિતતણો દાતાર છે!

જે માન્ય કરશે ખ્રીસ્તને, અપરાધી તે ઠરતો નથી;
અપરાધી ઠરશે એજ કે, વિશ્વાસ જે કરતો નથી.
વિશ્વાસ રાખે તેહનો તો, અંત બેડો પાર છે;
ઈસુ મશીહા વિશ્વની, મુકિતતણો દાતાર છે!

જે તિમિર ઇચ્છે અંતરે તે, પૂર્ણ અપરાધી ઠરે;
નિર્દોષ ઠરશે એજ કે, અજવાળું જે ઉરમાં ભરે,

અજવાળું આવ્યું વિશ્વમાં, તવ તિમિર નષ્ટ થનાર છે;
ઈસુ મશીહા વિશ્વની, મુક્તિતણો દાતાર છે!

જે સત્યને નવ પ્રીછતો, તે દ્વેષ ઈસુનો કરે;
જે દુષ્ટતાને ઈચ્છતો, તે ખ્રીસ્તથી અળગો ફરે.
જે સત્યતાએ વર્તતો તે, નાથને મળનાર છે;
ઈસુ મશીહા વિશ્વની, મુકિતતણો દાતાર છે!

જે જે સ્વીકારે ખ્રીસ્તને, તે પ્રગટ પડશે પ્યારથી;
પણ દુષ્ટતો નિજ અંતરે, ડરશે સદા દિલદારથી.
તે દુષ્ટતાજ વિદારશે, જે ઇશ્વરી અવતાર છે;
ઇસુ મશીહા વિશ્વની, મુકિતતણો દાતાર છે!

## ૩૨ પ્રકરણ.

### ઈસુ મશીહના શિષ્યોનું બાપ્તિસ્મા.

**દોહરા.**

યહુદાહ મધ્યે આવીઆ, પ્રીતે સ્વામીનાથ;
શિષ્યો સહુને આપતા, બાપ્તિસ્મા નિજ હાથ.

## ૩૩ પ્રકરણ.

### યોહાનનું બાપ્તિસ્મા અને મશીહ વિષે સાક્ષી.

**દોહરા-હરિગીત.**

સાલીમની નજદીકમાં, જળનો બહુ વિસ્તાર!
યોહાને ત્યાં સર્વને, આપ્યો જળ સંસ્કાર.

યોહાન છે એનોનમાં, તવ શિષ્ય આવી ઉચરે;
રાબ્બી, અરે! જે જન હતો, તુજ સાથ યર્દન ઉપરે;
જેના વિષે અમ આગળે, સાક્ષી પુરી અંદાજથી;
તે નિત્ય બાપ્તિસ્મા કરે, અટકાવ તેને આજથી.

ઇસુ તો નવ આપતો, બાપ્તિસ્મા નિજ હાથ!
યોહાને તવ આપીઓ, પ્રત્યુત્તર ભલીભાત.

આકાશથી પામ્યો ન જે, પામી નથી શકતોજ તે;
આકાશથી પામ્યોજ જે, પામી શકે છે સર્વ તે.
શાહેદ છું હું ખ્રીસ્તનો, પણ ખ્રીસ્ત પોતે હું નથી;
તે ખ્રીસ્ત છે! તે ખ્રીસ્ત છે! અટકાવી હું શકતો નથી.

કન્યા જેને પ્રાપ્ત થઈ, વરરાજા તો એજ!
વાણી સુણતાં વરતણી, મિત્રો હર્ખે છેજ.

સુણીને વચન ઇસુતણાં આનંદ અતિશે થાય છે;
સંપૂર્ણતાએ હર્ષ આ મુજ હ્રદયમાં ઉભરાય છે.
વધતો જશે તે અતિઘણો ઘટતો જઇશ હું ખ્રીસ્તથી;
તે યોગ્ય છે! તે યોગ્ય છે! અટકાવી હું શકતો નથી.

ઉતરે જે આકાશથી, વદે વાકય અમોલ!
પૃથ્વી પરનો શું વદે, તરણાને જે તોલ?

તે સર્વની ઉપર વસે છે, સર્વ જેના પગતળે;
જે જે નિહાળ્યું દ્દષ્ટિએ, તેનીજ તે સાક્ષી પુરે.
તે સત્યની સાક્ષી પુરે જગ માન્ય તો કરતું નથી;
તે સત્ય છે! તે સત્ય છે! અટકાવી હું શકતો નથી

ખરો દેવ તો ખ્રીસ્ત છે, માને ચિત્ત ચકોર!
તેના પર નિજ હસ્તથી, મનહર કીધી મહોર.

જેની અહોનિશ સ્વર્ગમાં, દૂતો કરે છે સેવના;
જેને પ્રભુએ મોકલ્યો, તે વાકય વદશે દેવનાં;
દાતાર ઈશ્વર કોઇને, આત્મા ન આપે માપથી;
તે મુકત છે! તે મુકત છે! અટકાવી હું શકતો નથી;

પ્રગટ થયો છે પુત્ર પર, પૂર્ણ પિતાનો પ્યાર!
સઘળું જેના હાથમાં, સોંપ્યું છે આ વાર.

જે પુત્રને સ્વીકારતો, છે અનંત જીવન એહને;
જે પુત્રને તુચ્છકારતો, છે મરણ દંડજ તેહને;
જો હું નકારૂં ખ્રીસ્તને તો, કોપ વરસે દેવથી;
તે પુત્ર છે! તે પુત્ર છે! અટકાવી હું શકતો નથી.

# ૩૪ પ્રકરણ.

## ઇસુ મશીહનું ગાલીલમાં પાછા ફરવું અને યોહાનનું બંદીખાનામાં નંખાવું.

---

### હેરોદને ઠપકો.

**દોહરો.**

હેરોદે નિજ ભ્રાતની, સ્ત્રીને રાખી જ્યાંય;
યોહાને હેરોદને ઠપકો દીધો ત્યાંય.

---

### યોહાનનો ઠપકો.

**રાગ—(વિસરૂં નહિ પ્રભુ નામ)**

પૂર્ણ અનુચિત જાણ,............ભૂપતિ.
પૂર્ણ અનુચિત જાણ.
હૈયાની છે હાણ,............ભૂપતિ.

પરનારી પર આશક બનવું!
એજ અનુચિત જાણ.
ભૂપતિ.

પરનારી સંગ રંગે રમવું!
એજ અનુચિત જાણ.
ભૂપતિ.

પરનારી પોતાની પ્યારી!
એજ અનુચિત જાણ.
ભૂપતિ.

ભ્રાતૃ પત્નિ તે નિજ પત્નિ!
એજ અનુચિત જાણ.
ભૂપતિ.

હેરોદીઆસથી હૈયાં સાંધ્યાં!
એજ અનુચિત જાણ.
ભૂપતિ.

ફીલીપની પતિથી સાંધ્યાં!
એજ અનુચિત જાણ;
ભૂપતિ.

હેરોદીઆસનું હરણ કર્યું છે!
એજ અનુચિત જાણ.
ભૂપતિ.

ભ્રાત પતિ રાખી પોતે!
એજ અનુચિત જાણ;
ભૂપતિ.

પરનારી વશ કીધી દગાથી!
એજ અનુચિત જાણ.
ભૂપતિ.

પરનારી આપી દે પાછી!
પડતીનાંજ નિશાણ.
ભૂપતિ.

---

## હેરોદીઆસની ધમકી.

રાગ—(મધુર સુર કયાંથી આ—)

કયાંથી આવ્યો પુરમાંહ્ય? પ્રપંચી આ કયાંથી આવ્યો પુરમાંહ્ય?
બીહીતો નથી ઉરમાંહ્ય! પ્રપંચી આ કયાંથી આવ્યો પુરમાંહ્ય?
—કયાંથી?

પૂછયા વિના પગ ધર્યો અવાસે, એ અમને દુઃખદાય!
પ્રપંચી આ કયાંથી આવ્યો પુરમાંહ્ય?—કયાંથી?

પૂર્ણ ધુતારો કો, દીસે છે અમને!
રાજાને શું સમજાય? પ્રપંચી આ—ક્યાંથી?

ગોલાથી શું વળી, ગર્ધવ ડાહ્યાં!
શાણાને શું શિખવાય? પ્રપંચી આ—ક્યાંથી?

જાસુસી કરવા, આવ્યો નગરમાં!
વેશ ધર્યો વરતાય. પ્રપંચી આ—ક્યાંથી?

નયન કટાક્ષે દૃષ્ટિ ફેકે!
એ અમને શંકાય. પ્રપંચી આ—ક્યાંથી?

રાજાની સામે, ધમકી ઉચરતાં!
ડરતો નથી દિલ માંહ્ય. પ્રપંચી આ—ક્યાંથી?

સમશેરથી શિર:છેદ કરોને!
તો સુખ અમને થાય. પ્રપંચી આ—ક્યાંથી?

---

## યોહાનનું બંદીવાન થવું.

**વસંતતિલકા.**

વામાતણાં વચનો સુણી પાય ધ્રુજે!
યોહાનને કહીં જવું? કશું તે ન સૂઝે.

કુલટા અતિ ક્રુર દિસે સદ્ભક્ત પ્રત્યે!
હેરોદને કશું નથી યોહાન પ્રત્યે.

હેરોદ તો સમજતો નિજ ઉર વિષે!
યોહાન ન્યાયી પ્રભુનો સદ્ભક્ત દીસે.

યોહાનનાં વચનો પ્રભુ તુલ્ય લેખે!
હેરોદ રાય ડરતો અતિ ઉર વિખે.

કુલટા ઘણી હઠ કરે દરબાર જ્યાંહી!
યોહાનને સર કર્યો તત્કાળ ત્યાંહી.

હેરોદ રાય ડરતો શિર:છેદ સાટે!
બંદી ગૃહે લઇ ગયો સદ્ભક્ત માટે.

## ઈસુ મસીહનું ગાલીલગમન.

**દોહરા.**

તુરંગમાં નંખાવીને, થયાં સર્વ વિદાય;
હેરોદીયા નિજ અંતરે, હરનિશ બહુ હરખાય.

સ્વામીનાથે સાંભળ્યું, વિગતે એજ વૃત્તાંત;
હેરોદે યોહાનને, કેદ કર્યો નિજ હાથ.

ફરોશીઓએ સાંભળ્યું, વર્ણન વિગતવાર;
ઇસુ તો નિજ હસ્તથી, આપે જળ સંસ્કાર.

લોકો જેના હસ્તથી, લે છે જળ સંસ્કાર;
ઇસુના તો થાય છે, શિષ્યો અપરંપાર.

ઇસુ તો નવ આપતો, બાપ્તિસ્મા નિજ હાથ;
શિષ્યો સહુને આપતા, બાપ્તિસ્મા ભલી ભાત.

ઇસુએ નિજ અંતરે, જાણી એ સહુ વાત;
યહુદાહ મૂકી આગળે, વિચર્યાં સ્વામીનાથ.

---

## ૩૫ પ્રકરણ.

## સમરૂની સ્ત્રી સાથે વાર્તાલાપ.

---

### સમરૂનની સરહદ.

**લલિત વૃત્ત.**

ગરમ માસ મે જુનના હતા, અરરર ! એ સમે નાથ તો જતા;
સરળ માર્ગ સૈખારમાં વળ્યો, કુપ : એક ત્યાં દ્દષ્ટિએ પડયો.
ખરીદ જે કર્યું ક્ષેત્ર યાકુબે, કુપ : એક તેમાં ચણ્યો સુખે;
પ્રસિદ્ધ નામ છે ગ્રંથમાં જુઓ, પ્રગટ જેહ "યાકુબનો કુવો."
નગર તો હજી દૂર બહુ હતું, નયન માંહ્યથી નીર વહી જતું;
તરસ, ભૂખ ને થાકથી અરે ! ત્વરિત નાથ બેઠા કુવા પરે.
તૃષિત્ બહુ થયા નાથ એ સમે, સકળ શિષ્ય સૈખારમાં ભમે;
સમય જ્યાંહ મધ્યાહ્નના થયા, નગરની રમા નીર સંચર્યાં.
સરરર ! સુંદરી ! આવીને ઉભી, અરરર ! જેહ અજ્ઞાનમાં ડૂબી;
ભરરર ! નીર ! જ્યાં લહેરમાં ભરે, ત્વરિત ઉચર્યાં નાથ તે પળે.

## સમરૂની સ્ત્રી.

ગરબી (ઉઠોને વહુ, ઉઠોને વહુ.)

સમરૂની બાઇ! સમરૂની બાઇ! સૈખારવાળી સમરૂની બાઇ!
ગાગરવાળી સમરૂની બાઇ! સિંચી પા મને પાણીરે લોલ.
ટેક.

થાકેલ હું! થાકેલ હું! ચાલી ચાલી થાકેલ હું!
પાણી ભરવા આવી છે તું! સિંચી પા મને પાણીરે લોલ.
સમરૂની.

તૃષિત હું! તૃષિત હું! ઉનાળાનો તૃષિત હું!
પાણી ભરવા આવી છે તું! સિંચી પા મને પાણીરે લોલ.
સમરૂની.

સિંચોને બાઇ! સિંચોને બાઇ! નિર્મળ વારી સિંચોને બાઇ!
સૈખારવાળાં, તમે સિંચો! હું તો મારે બેઠો છું.
સમરૂની.

માગે છે શું? માગે છે શું? મારી પાસે માગે છે શું?
મારૂં પાણી પીએ ન તું! હું તો મારે નહિ આપું.
સમરૂની.

યહુદી તું! સમરૂની હું! તારે ને મારે છે શું?
મારૂં પાણી પીએ ન તું! હું તો મારે નહિ આપું.
સમરૂની.

---

[ સમરૂની અને યહુદી વચ્ચે વ્યવહાર. ]

દોહરા.

એ અરસામાં દ્વેષથી, સમરૂનીની સાથ;
યહુદીઓ નવ રાખતા, વ્યવહાર એકે વાત.

એ રીતે કયમ વર્તતા, યહુદીઓ તે સાથ?
વિગતે વાંચી ગ્રંથમાં, સંક્ષેપે કહું વાત.

એક સમે તે દેશમાં, દ્વાદશ કુળ ગણાય;
અર્ધ અર્ધ વિભાગીયા, પહોંચ્યા એ ત્યાંય.

ગરીઝીમ પર્વત ઉપરે, કર્યાં અર્ધ વિદાય;
બાકીના એબાલ પર, આવી હાજર થાય.

લેવી કુળનાં માણસો, ઉભાં રહી સહુ સાથ;
વાંચે ઉગ્ર અવાજથી, નિમશાસ્ત્ર લઇ હાથ.

ગરીઝીમ પર્વત ઉપરે, આશીષ ઉચરે જ્યાંય;
યહુદીઓ નિજ મુખથી, આમીન ભણતા ત્યાંય.

એબાલ ગિરિશૃંગ ઉપરે, શાપ ઉચારે જ્યાંય;
યહુદીઓ નિજ મુખથી, આમીન ભણતા ત્યાંય.

યહુદીઓના પૂર્વજો, શાપ ઉચારે જ્યાંય;
સમરૂનીના પૂર્વજો, આમીન ભણતા ત્યાંય.

યહુદીઓ સીયોનને, શ્રેષ્ઠ ગણે છે જેમ;
સમરૂનીને અંતરે, ગરીઝીમ શુદ્ધજ એમ.

એ વાતો સંભારતાં, યહુદીઓ હંમેશ;
સમરૂનવાસી લોકનો, કરતા પૂરણ દ્વેષ.

ફરોશીઓ તો તેહને, નિંદે અપરંપાર;
દ્રષ્ટે પડતાં દૂરથી, કરતા તિરસ્કાર;

શિક્ષણ એવું આપતા, બેસી શિષ્યો સંગ;
સમરૂનીને સ્પર્શતાં, વટલાએ નિજ અંગ.

એક સમે તો શિષ્યને, ગામ જવું જો થાય;
સમરૂનના સંચારને, ટાળી મૂકે ત્યાંય;

એ રીતે યાહુદીઓ, દ્વેષે બળતા જ્યાંય;
સ્વામીનાથે સ્નેહથી, પ્રવેશ કીધો ત્યાંય.

## યાકુબનો કુવો.

ગરબી. (આશાભર્યાં અમે આવીઆં ને).

ઇસુ મશીહા આવીઓ ને, વારી! દે છે જીવનદાન રે;
શિક્ષણ પાણીતણાં.

પાણી પીવા જે આવીઓ ને, વારી! અંતરમાં ધરી આશ રે.
શિક્ષણ.

તેને જો તું કદી ઓળખે તો, વારી! માગે તેની પાસ રે.
શિક્ષણ.

પાણી તને તે આપતે ને, વારી! કરવા અમૃત પાન રે.
શિક્ષણ.

પાણી તને તે આપતે ને, વારી! જીવનનું જે દાન રે.
શિક્ષણ.

કુવો ઉંડો છે કારમો ને, વારી! કયાં છે અમૃતપાન રે?
શિક્ષણ.

દોરી લોટો નવ દીસતો ને, વારી! કયાંથી દે તુજ દાન રે?
શિક્ષણ.

કુવો દીસે યાકુબનો ને, વારી! પોતે કીધાં જળપાન રે.
શિક્ષણ.

કુવો દીસે યાકુબનો ને, વારી! દીધાં અમોને દાન રે.
શિક્ષણ.

કુવો અમોને આપીઓ ને, વારી! પ્રીતે કીધાં જળપાન રે.
શિક્ષણ.

મોટો વળી શું તેથકી ને? વારી! દીએ અમોને દાન રે!
શિક્ષણ.

---

## નાશવંત નીર.

**ત્રિતાલ—ચોપાઇ.**

જે કોઈ પાણી ભરે કુવા કાંઠે, ભર્યાં કરશે દિવસ ને રાતે;
જે કોઇ પાણી પીએ છે ભરી, તૃષા લાગે છે તેને ફરી. ટેક.
હું જે પાણી આપું છું આંહીં, તે તો મળશે ન બીજે કયાંહી;
જે કોઈ પીએ તેમાંથી જરી, તૃષા લાગે ન તેને ફરી. જે.
ઝરણું પાણીનું થઈ નિત ઝરશે, અનંતજીવન સુધી ઝર્યાં કરશે;
એવું જીવનનું જળ મારૂં, આપું તુજને તો લાગે પ્યારૂં. જે.

---

## જીવતું પાણી.

**કવ્વાલી.** (યાપંન જતંન બચાના).

જો એવું જળ બતાવું, જળ એજ મુજથી નીકળે;
નીકળે છે હે! સખીરી! જળ એજ મુજથી નીકળે.
ટેક.

જળ એવું આપું જેને, તૃષા ન લાગે તેને;
તૃપ્તિ થશેજ એને, જળ એજ મુજથી નીકળે.
નીકળે છે.—

જે કોઇ પીએ તૃષિત, રાજા, પ્રજા કે પંડિત;
ઝરણું ઝરે અખંડિત, જળ એજ મુજથી નીકળે.
નીકળે છે.—

જે કોઇ પીએ નારી, આ શુદ્ધ પ્રેમ વારી;
સુખ પ્રાપ્ત થાય ભારી, જળ એજ મુજથી નીકળે.
નીકળે છે.—

---

# સ્રીની વિનંતી.

ગરબી.

પ્રભુ, મને તે પાણી તું આપ કે, પાણી હવે નહિ ભરૂં રે લોલ.
પ્રભુ, મારાં પૂરણુ ટળીઆં પાપ કે, „ „ „
પ્રભુ, મારો આ પાણી પર ખાર કે, „ „ „
પ્રભુ, મારો તુજ પાણી પર પ્યાર કે, „ „ „
પ્રભુ, હું તો થાકી જઉં છું નિત કે, „ „ „
પ્રભુ, મેં તો પૂર્ણ પરોવ્યું ચિત્ત કે, „ „ „
પ્રભુ, મારે દૂર ઘણું છે ગામ કે, „ „ „
પ્રભુ, મારે ઘેર ઘણું છે કામ કે, „ „ „
પ્રભુ, મારે સખીઓનો નહિ સાથ કે, „ „ „
પ્રભુ, મારે વસવું એકલ વાટ કે, „ „ „
પ્રભુ, મારી તરસ છીપે જો આજ કે, „ „ „
પ્રભુ, મારી સફળ કરો ઇચ્છાજ કે, „ „ „

---

## "દેવ આત્મા છે."

ગરબી. (સાંભળરે તું સજની મારી—)

સાંભળને સમરૂની નારી, વરને અહીં લઇ આવોજીરે;
પ્રીતે અમૃત પાન કર્યાં પછી, અંતરમાં લે લ્હાવો—
સુણુ હે! સુંદરીરે!

લગ્ન કર્યાં મેં પૂરણુ પ્રીતે, તુર્ત તજી મમ નાથેજીરે;
વર શોધું એ મળે ન મુજને, એકલડી હું જાતે—
સાચું માનો જીરે.

પાંચ વર તો વરી ચુકયાં ને, છઠ્ઠા વરની વાતોજીરે;
હમણાં જે તુજ સાથ વસે છે, તે ભરથાર ન થાતો—
સુણુ હે! સુંદરીરે!

સ્વામી, તું તો અંતર જામી, દીસે મુજને એમજીરે;
પૂછું તેના ઉત્તર આલો, રાખી મુજપર રહેમ—
સાચું માનો જીરે.

પૂર્વજ મારા ભક્તિ કરતા, ગરીઝીમ પર પ્યારજીરે;
તમે બતાવો યરૂશાલેમ, એ શાને આધાર?—
સાચું માનોજીરે.

સત્યજ શું! તે સમજો નહિ ને, ફોકટ કુટો લમણાંજીરે;
એવી વેળા આવે છે ને, આવી છે વળી હમણાં—
સુણ હે! સુંદરીરે!

સતિયા જન તો સતને ચ્હાશે, સતના વાયુ વાશેજીરે;
સત્ય ભજન કરનારા પોતે, અહીં તહીં નહિ અથડાશે—
સુણ હે! સુંદરીરે!

તમે ભજો છો અણજાણીતા, અમને છે સહુ જાણજીરે;
અમે ભજીએ જાણીતાને, તેથી છે શુભ ત્રાણ—
સુણ હે! સુંદરીરે!

ઈશ્વર પોતે આત્મા છે ને, આત્મીક સેવા ઇચ્છેજીરે;
ખરૂં ભજન કરનારા તેને, સત્યતાથી પ્રીછે—
સુણ હે! સુંદરીરે!

ઇશ્વર પોતે આત્મા છે ને, આત્મિક ભક્તિ ચહાયજીરે;
આત્માથી ને સત્યતાથી, ભક્તિ કરજે બાઈ—
સુણ હે! સુંદરીરે!

મશીહ! જગમાં આવે છે ને, જાણું છું એ વાતજીરે;
મશીહ! પોતે જગમાં આવી, કહેશે એહ વૃત્તાંત—
સાચું માનોજીરે.

તુજ સન્મુખ જે ઉભો રહીને, બોલે છે તુજ સાથજીરે;
હુંજ મશીહ છું! પેખી મુજને, સ્વીકારો ભલી ભાત—
સુણ હે! સુંદરીરે!

## શિષ્યોનું આગમન.

**ભુજંગી છંદ.**

જુઓ આવીઆ એ સમે શિષ્ય જ્યાંહી!
રમા નિરખીને થયા દિંગ ત્યાંહી!
અરે! આ રમા ને ઇસુ ખ્રીસ્ત સાથે!
કરે એક બીજાં પ્રતિવાદ કાંતે?

તથાપિ ન તે તો કથે કાઇ તેને!
ભલે જે હશે તે હશે જાણુ જેને!
પરંતુ વિનંતી કરી સર્વ કહે છે!
જમી લે, ગુરૂ, કાં ક્ષુધા વ્યર્થ સહે છે?

અરે! શું નથી જાણુતા અન્ન મારૂં?
મને જે ગમે ને મને જેહ પ્યારૂં!
પ્રતિવાદ સાથે વદે શિષ્ય જોઈ!
કદાચિત્ લાવ્યું હશે અન્ન કોઈ!

જુઓ અન્ન મારૂં જણાવું તમોને!
સદા યાદ રાખે પિતાજી અમોને!
મને મોકલ્યો તે નિહાળેજ નિત્યે!
પિતાની ઇચ્છા પૂર્ણ કરવીજ પ્રીતે!

વળી શું તમે એમ કહેતા નથી કે
ફસલ આવશે ચાર મહિના પછી જે?
જુઓ ખેતરો ને જુઓ દ્રાક્ષવાડી!
વધે વિશ્વ મધ્યે ફસલ દાડી દાડી!

રૂડાં ક્ષેત્ર પાકી ચુકયાં સર્વ જ્યારે!
કહો કાપણી તે કરીશુંજ કયારે?
કરે કાપણી તે ફળો સર્વ આણે!
મુસારો મહા સુખ આનંદ માણે!

પછી વાવનારા અને કાપનારા!
કરે હર્ષ બંને મળી મિત્ર પ્યારા!

"વળી એક વાવે અને એક કાપે,"
ખરે કહેવત એ લ્યાં પડે પૂર્ણ માપે!
તમે જે નથી વાવીયું નિજ હસ્તે!
અમે કાપવા મોકલ્યા તેજ રસ્તે!
બીજા વાવી આવ્યા નથી તે વીરાજો!
તમે તેહની મહેનતોમાં બિરાજો!

---

## સમરૂનીઓને સંદેશો.

**દોહરો.**

ગાગર મૂકીને ગઇ, સમરૂની ભલીભાત!
સમરૂનના સૈખારમાં, વદવા એ શુભ વાત.

---

## સમરૂની સ્ત્રીનો સંદેશો.

**લાવણી.** (વલકુડી, વલકુડી, વલકુડી.)

જાઓ જુઓ! જાઓ જુઓ! જાઓ જુઓ!—
સજ્જન નરનારી. મને મળ્યો મશીહ આ વારી. ટેક.

સોના કેરૂં તે બેડલું મારે, ગ્રહી રૂપેરી ગાગર જ્યારે—
ગઇ'તી પાણી! ગઇ'તી પાણી! ગઇ'તી પાણી!—
હું ભરવા ભારી. મને મળ્યો મશીહ આ વારી. જાઓ.

કોઇ પુરૂષ કુવા પર બેઠો, મને સંદેહ રૂદેમાં પેઠો
ગાગર મારી! ગાગર મારી! ગાગર મારી!—
તટે ઉતારી. મને મળ્યો મશીહ આ વારી જાઓ.

થાકયો પાકયો ઠરીને બેઠો, છે કઢણુ ઉપરથી છેટો—
કુવાકાંઠે! કુવાકાંઠે! કુવાકાંઠે!—
જુઓ ધારી ધારી. મને મળ્યો મશીહ આ વારી. જાઓ.

મેં તો ગાગર ખૂડાડી જ્યારે, આવી ઉભો લગોલગ ત્યારે—
પાણી માગ્યું! પાણી માગ્યું! પાણી માગ્યું!—
પીવા પોકારી. મને મળ્યો મશીહ આ વારી. જાઓ.

હું તો તૃષિત છું અતિભારી, મુજને પાણી સિંચી દે નારી—
મેં તો કર્યો! મેં તો કર્યો! મેં તો કર્યો!—
નકાર વારે વારી. મને મળ્યો મશીહ આ વારી. જાઓ.

દીસે સર્વત્ર અંતરજ્ઞાની, કરે પ્રગટ કથા જે છાની—
વાત મારી! વાત મારી! વાત મારી!—
બધી વિસ્તારી. મને મળ્યો મશીહ આ વારી. જાઓ.

જેનું મુખડું રવિ સમ ઝળકે, તેની કાંતિ કવિ શું કલ્પે—
મનોહારી! સુખકારી! જાઉં વારી!—
હવે હું નારી. મને મળ્યો મશીહ આ વારી. જાઓ.

જેની વાણી મધુરસમ મીઠી, જેની દૃષ્ટિ અમીસમ દીઠી—
મને કરશે! મને કરશે! મને કરશે!—
તે પાવનકારી. મને મળ્યો મશીહ આ વારી. જાઓ.

જેના અધર અતિ રઢીઆળા, જેના હોઠે અમીની ધારા—
મેં તો પીધું! મેં તો પીધું! મેં તો પીધું!—
અમરજળ ભારી. મને મળ્યો મશીહ આ વારી. જાઓ.

મળે અનંતજીવન સુખ માણો, શાને સંદેહ રૂદેમાં આણો?—
સાચું કહું છું! સાચું કહું છું! સાચું કહું છું!—
કથન સુખકારી. મને મળ્યો મશીહ આ વારી. જાઓ.

---

## સમરૂનમાં નિવાસ.

**સવૈયા એકત્રીસી.**

નારીનાં શુભ વચનો સુણતાં, મગ્ન થયાં સહુ નર ને નાર;
મશીહનું શુભ દર્શન કરવા, દોડી આવ્યા લોક બહાર.

સમરૂની જન અર્જ કરે છે, ઈસુ સન્મુખ જોડી હાથ;
નાથ, પધારી અંતઃપુરમાં, રજની વાસો રહે અમ સાથ.

દીન વિનંતી ઉરમાં ધરતાં, સ્વામી નાથે આવી જ્યાંય;
બે દહાડા મેમાન રહીને, વિધ વિધ વાતો કીધી ત્યાંય.

ઈસુનાં શુભ વચનો સુણતાં, અંતરમાં ઉપજ્યો આનંદ;
વર્ણન જેનું ગુપ્ત રહ્યું છે, વરણું શું હું વાંચકવૃંદ?

સમરૂની સ્ત્રીને તવ કહે છે, તું અમને શું શીખવે નાર;
આજ અમે સહુ નજરે દીઠું, વાતો સુણી અપરંપાર?

ઇસુ પર વિશ્વાસ કરીને, સમરૂની જન બોલ્યા સાથ.
ત્રાતા નિશ્ચે એજ વિશ્વમાં, બીજાને શું જોડો હાથ?

---

તૃતીય વિભાગ સમાપ્ત.

# મશીહાખ્યાન.

---

## ચોથો ભાગ.

### ગાલીલમાં ઈસુ મશીહનો ઉપદેશ, બાર પ્રેરિતોની નિમણુક (એ દરમ્યાન ઈસુ મશીહનું યરૂશાલેમમાં જવું).

---

## ૩૬ પ્રકરણ.

### ગાલીલમાં ધર્મસેવા.

**દોહરા.**

બે દહાડા વિત્યા પછી, થયા નાથ વિદાય;
શિષ્યો સુદ્ધાં સ્નેહથી, આવ્યા ગાલીલ માંહ્ય.

ઇસુએ નિજ મુખથી, સાક્ષી આપી નિત;
પંડિતો નિજ દેશમાં, દીસે માન રહિત.

ગાલીલીઓએ પર્વમાં, દીઠાં અદ્દ્ભુત કાજ;
તે માટે તો ખ્રીસ્તને, અંગીકાર્યો ત્યાંજ.

ગાલીલ કેરા ગામમાં, સભાસ્થાન મોઝાર;
ઈસુએ નિજ મુખથી, બોધ કર્યો બહુ વાર.

"પાપી, પસ્તાવો કરો, સમય વિતે છે આજ!"
"તમ પાસે તો આવીયું, આકાશી શુભ રાજ."

ફેલી આખા પ્રાંતમાં, ચરચા વિવિધ પ્રકાર;
સકળ જનોથી પામતો, આદરમાન અપાર.

---

## [યશાયાહુનાં ભવિષ્યવચનો.]

**દ્રુતવિલંબીત.**

સુકી ભૂમિ ફળશે! ફળશે! ફળશે!
વનો આનંદ કરશે! કરશે! કરશે!

રાની ગુલાબ ખીલશે! ખીલશે! ખીલશે!
અમૃતને ઝીલશે! ઝીલશે! ઝીલશે!

દરિદ્રતા ઘટશે! ઘટશે! ઘટશે!
વૈભવ અતિ વધશે! વધશે! વધશે!

ઇસુ મશીહ ફરશે! ફરશે! ફરશે!
તારણ તે કરશે! કરશે! કરશે!

આંધાને આંખ ધરશે! ધરશે! ધરશે!
બહેરા શ્રવણ કરશે! કરશે! કરશે!

લૂલો ખચિત કૂદશે! કૂદશે! કૂદશે!
પંગો ભૂમિ ખુંદશે! ખુંદશે! ખુંદશે!

મૂંગો ગાયન કરશે! કરશે! કરશે!
ઝરણીયાં ઝરશે! ઝરશે! ઝરશે!

તલાવડી તરસે! તરસે! તરસે—
કદી નહિ મરશે! મરશે! મરશે!

નદી નાળાં ફુટશે! ફુટશે! ફુટશે!
પાણી નહિ ખૂટશે! ખૂટશે! ખૂટશે!

તરૂવરો ફળશે! ફળશે! ફળશે!
સિંહ નહિ મળશે! મળશે! મળશે!

સીધી સડક ઘડશે! ઘડશે! ઘડશે!
અશુદ્ધ નહિ અડશે! અડશે! અડશે!

વાદળીઓ વરસે! વરસે! વરસે!
ઘેટાં આનંદ કરશે! કરશે! કરશે!

લીલો ચારો ચરશે! ચરશે! ચરશે!
નિરાશાને હરશે! હરશે! હરશે!

દીસત આનંદ! આનંદકારીરે!
ઈસુ મશીહતણી બલીહારીરે!

---

## ૩૭ પ્રકરણ.

### અમીરના દીકરાને સાજો કર્યો.

**રામગ્રી.**

ગાલીલના કાના મધે, કીધો દ્રાક્ષરસ જ્યાંય;
બીજી વેળાએ સ્નેહથી, સ્વામી આવ્યા ત્યાંય. ગાલીલના

એક અમીરે સાંભળ્યો, સંદેશો સુખદાય;
કાપરનાહુમથી આવીને, કીધી વિનંતી ત્યાંય. ગાલીલના

હે પ્રભુ, હું તુજ ઉપરે, રાખું દૃઢ વિશ્વાસ;
સાજો કરો મુજ સુતને, પ્રીતે આવી પાસ. ગાલીલના

હે પ્રભુ, મારે આંગણે, આવી દીન દયાળ;
સાજો કરો મુજ સુતને, આવ્યો મૃત્યુ કાળ. ગાલીલના

ઇસુએ કીધું તેહને, દીસે અલ્પ ઉજાસ;
આશ્ચર્ય કર્મ દીઠા વિના, ઠરશે નહિ વિશ્વાસ. ગાલીલના

રે! રે! અમીર, ઉતાવળો, ચાલ્યો જા નિજ ઘેર;
પુત્ર રહ્યો છે જીવતો, કીધી પ્રભુએ મહેર. ગાલીલના

અમીર વળ્યો ઉતાવળો, ધરી અંતર આશ;
પંથે મળ્યા નિજ ચાકરો, થયો અલ્પ આભાસ. ગાલીલના

કિંકર ઉચર્યાં મુખથી, સુણ સુખદાઈ કથન;
પુત્ર રહ્યો છે જીવતો, માનો સત્ય વચન. ગાલીલના

પૂછ્યું અમીરે તેમને, અંતર ઉપજી હામ;
કઇ ઘડીએ મુજ પુત્રને, થયો પૂર્ણ આરામ? ગાલીલના

ગઇ કાલે મધ્યાન્હ પર, વિત્યો કલાક જ્યાંય;
તે ઘડીએ તુજ પુત્રને, તાવે છોડયો ત્યાંય. ગાલીલના

જાણ્યું અમીરે એ થકી, સ્વામી ઉચર્યા જ્યાંય;
તે ઘડીએ મુજ પુત્રને, તાવે છોડયો ત્યાંય; ગાલીલના

એ રીતે અમીરની, થઈ પૂરણુ આશ;
ઈસુ પર નિજ અંતરે, ધર્યો દૃઢ વિશ્વાસ. ગાલીલના

---

## ૩૮ પ્રકરણ.

### નાઝારેથના સભાસ્થાનમાં ઉપદેશ.

**રાગ—પદ. (હમકું રે કંગના લાદે રસિયા).**

જે સ્થળમાં રહી ઉછર્યો ઇસુ તે સ્થળમાં તે આવ્યોરે. ટેક.
ભવિષ્યવાદી નાઝારેથનો નાઝારી કહેવાયોરે. જે.

સભાજનોના સ્થળ પર ઈસુ, રીત પ્રમાણે આવ્યોરે;
યશાહીયાનું પુસ્તક વાંચી, ગુપ્ત મર્મ દર્શાવ્યોરે. જે.

"આજ પ્રભુનો પૂર્ણ પવિત્ર, આત્મા મુજ પર આવ્યોરે;"
"વધામણી દેવાને મુજને, અભિષેક ઠરાવ્યોરે." જે.

"બંદીજનને બંધનમાંથી, મુક્તજ કરવા આવ્યોરે;"
"અંધજનો શુભ દૃષ્ટિ પામે, ઘાયલને છોડાવ્યોરે." જે.

"પ્રીય પ્રભુનું માન્ય વરસ, હું પ્રગટ કરવા આવ્યોરે;"
"દીન દરિદ્રી દુઃખીઆ માટે, સંદેશો શુભ લાવ્યોરે." જે.

પુસ્તક પાછું સોંપી દઇને, હેઠળ ઉતરી આવ્યોરે;
સભાજનોની સંગે બેસી, સ્પષ્ટ અર્થ સમજાવ્યોરે. જે.

પ્રાચિન કાળે સેવક પાસે, જે જે લેખ લખાવ્યોરે;
આજ તમારી દૃષ્ટિ સામે, પ્રભુએ પૂર્ણ કરાવ્યોરે. જે.

---

## સભાસદોની માગણી.

**દોહરા.**

શ્રોતાજન તત્ર ઉચર્યાં અર્થ સુણી અદ્ભુત;
સભાજનો શું એ નથી, યુસફ કેરો સુત?

ઉત્તર દીધો તેહને, અંતરમાં ધરી વ્હાલ;
મુજને આ દૃષ્ટાંતનો, અર્થ જણાવો હાલ.

"વૈદ્ય, તું નિજ અંગને, સાજું કર તત્કાળ;"
પરની તારે શી પડી? તું તારૂં સંભાળ.

અંતરમાં તત્ર ઉપજી, અભિલાખ અપાર;
સભાજનો નિજ મુખથી, ઉચર્યાં તેણીવાર.

કાપરનાહુમમાં કર્યાં, અદ્ભુત કાર્ય અનેક;
સ્વામી, આ તુજ શહેરમાં, કર એવું કૃત એક.

અદ્ભુત કાર્ય નિહાળવા, લોકો વિનવે જ્યાંય;
ઇસુએ નિજ મુખથી, ઉત્તર આપ્યો ત્યાંય.

---

### "કોઇ ભવિષ્યવાદી પોતાના વતનમાં માન્ય નથી."

**રાગ—પ્રભાત. (સુખ દુઃખ મનમાં ન આણીએ.)**

ભવિષ્યવાદીને નિજ દેશમાં, કિંચિત્ માન નથી જો
પૂર્ણ પ્રયત્ને પ્યારમાં, કોટીવાર મથી જો.
ભવિષ્યવાદીને.

સારફાથામાં ઘણી વિધવા, કિન્તુ સર્વ નકારી!
સ્થાઇ રહ્યો જ્યાં એલીયા, એવી એકજ નારી.
ભવિષ્યવાદીને.

એલીશાના અરસા મહીં, કુષ્ટ રોગી ઘણા જો!
નાઆમાન વિના કોઇને, નથી શુદ્ધ કર્યાં જો.
ભવિષ્યવાદીને.

લઘુ મોટા સર્વ વિચારીએ, નથી માન મળ્યાં જો!
વિવિધ પ્રકાર રીબાવીને, અપમાન કર્યાં જો;
ભવિષ્યવાદીને.

સૌથી મોટો વળી આ સમે, ભવિષ્યવાદી ન ભાગ્યો!
હેરોદીઆસે યોહાનને, બંદીખાને નખાવ્યો.
ભવિષ્યવાદીને.

શ્રોતાજનોએ ખ્રીસ્તનો, કીધો દ્વેષ અપાર!
ક્રોધે ભરાઈ તેહને, લાવ્યા નગર બહાર.
ભવિષ્યવાદીને.

પર્વત ઉપરથી પાડવા, લાવ્યા ઇસુને જ્યાંહી!
અદ્દશ્ય થઈ પ્રભુ આવીઆ, કાપરનાહુમ માંહી.
ભવિષ્યવાદીને.

---

## ૩૯ પ્રકરણ.

### કાપરનાહુમ.

**સવૈયા એકત્રીસી.**

યશાહીયાએ જન મંડળમાં, ભવિષ્યવચનો ભાખ્યાં જેહ;
કાપરનાહુમ મધ્યે આવી, પ્રીતે પૂરણ કીધાં તેહ.

"ઝબુલોન ને નાફતાલીમની, સીમ અને સરહદ મોઝાર;"
"સત્યરૂપી સૂરજનાં પ્રસર્યાં, અંધારામાં કીર્ણ અપાર!"

"યરદનના કાંઠા પર ઉગ્યો, સત્યરૂપી સૂરજ નિરધાર;"
"વિદેશીઓના ગાલીલ મધ્યે, અજવાળું પ્રગટ્યું તે વાર."

"જન અજ્ઞાની બેઠાં જે જે, ખુદ મૃત્યુ છાંયા મોઝાર;"
"સત્યરૂપી સૂરજનાં પ્રસર્યાં, અંધારામાં કીર્ણ અપાર!"

---

# ૪૦ પ્રકરણ.

## ઈસુ મશીહના ખાસ શિષ્ય.

### ગેન્નેસારેત.

**લાવણી.** (કોયલ સુર દીલને—).

જો ગાલીલ તટપર પ્રભુ ખ્રીસ્ત ઉભો જે વારી,
સાંભળવા લોકો ભીડ કરે ત્યાં ભારી.

વળી સરહદ પરથી તટપર આવે દોડી;
હંકારો હોંસે ગાલીલ સરમાં હોડી!

જો ગાલીલ તટપર માછી ધુએ નિજ જાળો;
પીતર, યાકુબ, યોહાન, આંદ્રિયા ભાળો.

સખી! વર્ણન વિગતે વરણું હવે પદ જોડી;
હંકારો હોંસે ગાલીલ સરમાં હોડી!

સખી! ગાલીલ તટપર ભીડ મચે અતિ ભારી;
રહી નૌકા મધ્યે બોધ કર્યો તે વારી.

સખી! બોલ્યા સ્વામીનાથ રાત રહી થોડી;
હંકારો હોંસે ગાલીલ સરમાં હોડી!

સીમોન, તમારી હોડી જરા દૂર રાખો;
ને મીન પકડવા માટે જાળો નાખો.

સીમોન, તમારી નૌકા ખસેડો થોડી.
હંકારો હોંસે ઉંડા જળમાં હોડી!

---

**"માછલાંનો મોટો જથો ઘેરી લીધો."**

અમે રજનીભર પ્રભુ મંથન કીધું ત્યાંહી;
પણ મીન મળ્યાં નહિ આજ અમોને ક્યાંહી.

હે નાથ, તમારી આજ્ઞા ધરી શિર આમે;
હું નાખીશ જળમાં જાળ આપની સામે.

સખી! ગાલીલસરમાં હોડી સીમોને હાંકી;
ને મત્સ્ય પકડવા માટે જાળો નાખી.

સખી! ઘેર્યો તેણે મત્સ્ય સમુહ અતિ ભારી;
તડ્ તડ્ ફટ્ ફટ્ કરી તૂટે તેહની જાળી.

સખી! ગાલીલસરમાં મત્સ્ય નિહાળ્યાં જ્યારે;
સીમોને માગી સહાય અન્યની ત્યારે.

સખી! મત્સ્ય સીમોને ભર્યાં છલોછલ જ્યાંહી;
બે નૌકા જળમાં ડૂબવા લાગી ત્યાંહી.

સીમોન ખ્રીસ્ત સન્મુખ વદે શિર નામી;
હું પાપી છું, તું અહીંથી જા, ઝટ સ્વામી.

સખી! બોલ્યા સ્વામીનાથ, બીહી મા, ભાઈ;
સુણ વાત કહું તુજ માટ મહા સુખદાઈ.

જો માનવરૂપી મત્સ્ય ભમે છે જેને;
તું ભવસાગરમાં થશે પકડનાર તેને.

સખી! મગ્ન થયાં નરનાર કાર્ય નિહાળી;
અંતરમાં શિષ્યો અચરતી પામ્યા ભારી.

---

## ખાસ શિષ્ય.

દોહરા.

અદ્ભુત કાર્ય નિહાળતાં, મૂકી સઘળો માલ;
ઇસુ પાછળ સંચર્યાં, ચારે જણ તત્કાળ.

પીતર, યાકુબ, આંદ્રિઆ, ત્રીજો ગણ યોહાન;
એ રીતે ખુદ ચારને, શિષ્ય ઠરાવ્યા જાણ.

---

## ૪૧ પ્રકરણ.

### ભૂતવળગેલા માણસને સાજો કર્યો.

**રાગ.** (આવરદા વ્યર્થ વિતાવી).

કાપરનાહુમમાં આવી, બોધ કર્યો ત્યાં અધિકાર સાથે;
શ્રોતાઓને સમજાવી. કાપરનાહુમમાં.
અશુદ્ધ જન જે ભૂતવળગેલો, ભયભીત થઇ ત્યાં આવી.
નયનથી ઈસુને નિરખી, બૂમેબૂમ મચાવી. કાપરનાહુમમાં.
અરેરે! હે નાઝારી ઇસુ, સમય વિણ જ્યાં આવી,
શીદ સતાવે વ્યર્થ અમોને, પુત્ર પ્રભુનો કહાવી? કાપરનાહુમમાં.
ચૂપ ચૂપ રહે, સમજે છે શું તું? નીકળ, કહ્યું ધમકાવી.
સભાજનોની વચમાં થઈને, ભૂત ગયું ભય લાવી. કાપરનાહુમમાં.
ચર્ચા સર્વ નગરમાં ફેલી, નિરખી વદે નરનારી;
અહો! આ શું ઉપદેશકથી, ભૂતો ડરે છે ભારી? કાપરનાહુમમાં.

---

## ૪૨ પ્રકરણ.

### પીતરની સાસુ
### અને
### બીજા રોગીઓને સાજા કર્યાં.

**રામશ્રી.**

નાથ પધાર્યાં પુરમાં, વિખરાયાં નરનાર;
સીમોન સંગે સ્નેહથી, આવ્યા ઘર મોઝાર. નાથ.

નાથે નિહાળી નારને, આવી ઘર મોઝાર;
તાવે તરફડતી દીઠી, તેણીને મેં વાર. નાથ.

હસ્ત ગ્રહી તે નારને, ઉઠાડી તત્કાળ;
નારીએ ઉઠી નાથની, કીધી સેવ અપાર. નાથ.

સૂરજ અસ્ત થયા પછી, ધરી અંતર આશ;
ભૂતે પીડાતાં દરદીને, લાવ્યા ઇસુ પાસ. નાથ.

ભૂતો પોકારી ઉઠતાં, નિરખી તારણહાર;
નાથે નિહાળી તેમને, ધમકાવ્યાં તે વાર. નાથ.

ભૂતો નિહાળી નાથને, વિચર્યાં વન મોઝાર;
સાજા કીધા નિજ શબ્દથી, દરદીને તે વાર. નાથ.

માંદાં વિવિધ પ્રકારનાં, આવ્યાં ઈસુ પાસ;
સાજાં કીધાં તે સર્વને, ભૂતો પામ્યાં ત્રાસ. નાથ.

યશાયાહે નિજ મુખથી, ભાખ્યાં વચનો જ્યાંય;
પૂર્ણ થયાં સહુ આ પળે, કાપરનાહુમ માંય. નાથ.

"નાથે હરી તુજ માંદગી, નાથે લીધા રોગ"
"પાપ નિવારણ કારણે, નાથે દીધા ભોગ." નાથ.

---

## ૪૩ પ્રકરણ.

### ગાલીલમાં પહેલી મુસાફરી.

**દોહરા.**

બીજે દહાડે પૂર્વમાં, પ્હો ફાટ્યો જે વાર;
નાથ ત્વરાએ નીકળ્યા, કાપરનાહુમ બહાર.

પ્રીતે કીધી પ્રાર્થના, એકાંત સ્થળ મોઝાર;
શિષ્યો આવી સ્નેહથી, ઉચર્યાં તેણી વાર.

સ્વામી, ચાલો આપણે, વસીએ પુર મોઝાર;
સહુ જન તુજને શોધતાં, નરનારી આવાર.

ઉત્તર દીધા તેમને, ક્ષણ નવ લાગી વાર;
ચાલો, જઇએ આપણે, અન્ય નગર મોઝાર.

અન્ય જનોને આપવો, બોધ વિવિધ પ્રકાર;
એ માટે હું આવીઓ, વિશ્વ વિષે નિરધાર.

એ રીતે લઇ શિષ્યને, વિચર્યાં સ્વામીનાથ;
કીધી આખા પ્રાંતમાં, મુસાફરી ભલી ભાત.

સભાજનોના સ્થાનમાં, આપ્યો શુભ ઉપદેશ;
રોગ હર્યાં જડમૂળથી, રાખી રહેમ વિશેષ.

રાજતણી સુવારતા, સંભળાવી સહુ ઠામ;
દુઃખ હર્યાં નરનારનાં, હૈયે રાખી હામ.

વિધવિધ માંદા રોગીઓ, જન રીબાતાં જયાંય;
ઇસુએ તે સર્વને, સાજાં કીધાં ત્યાંય.

ફેલી આખા પ્રાંતમાં, કીર્તિ અપરંપાર;
ટોળે ટોળાં દોડતાં, આવ્યાં તેણીવાર.

---

## ૪૪ પ્રકરણ.

### કોઢીઆને સાજો કર્યો.

**રામથી.**

એક સમે એક કોઢીઓ, આવ્યો ઇસુની પાસ;
ઘુંટણ ટેકી વિનવે, રાખી પૂરણ આશ. એક.

હે પ્રભુ, આ મુજ અંગને, દયા દૃષ્ટિથી જોઇ;
શુદ્ધ કરી શકે શબ્દથી, જો તુજ ઇચ્છા હોય. એક.

કોઢી પ્રભુને વિનવે, નિરખે લોકો સમસ્ત;
કરૂણા ઉપજી નાથને, લંબાવ્યો નિજ હસ્ત. એક.

નાથ વદે નિજ મુખથી, ધારણ રાખી ધીર;
છે મુજ ઇચ્છા આ સમે, થાઓ શુદ્ધ શરીર. એક.

કોઢ હર્યો નિજ હસ્તથી, થયો શુદ્ધ બિમાર;
તાકીદે ત્યાંથી મોકલ્યો, મહા વસ્તી મોઝાર. એક.

ઇસુએ કીધું તેહને, સાંભળ, હે મુજ ભ્રાત;
અન્યજનોની આગળે, કરતો નહિ આ વાત. એક.

યાજકને બતલાવજે, નિર્મળ અંગ સુજાત;
શુદ્ધિકરણનું આપજે, અર્પણ સાક્ષી માટ. એક.

કોઢી નગરમાં સંચર્યો, મૂકી મનની ભ્રાંત;
અન્યજનોની આગળે, ફેલાવી સહુ વાત. એક.

ચરચા સુણતાં નાથની, છાની વાટે છચોક;
ગાલીલની ચોમેરથી, આવ્યા અગણિત લોક. એક.
નાથ તજી જન સર્વને, વિચર્યા વન મોઝાર;
એકાંત સ્થળમાં આવીને, કીધી પ્રાર્થ અપાર. એક.

---

## ૪૫ પ્રકરણ.

### કાપરનાહુમમાં જવું અને પક્ષઘાતીને સાજો કરવો.

---

#### કાપરનાહુમ.

દોહરા.

એ રીતે એકાંતમાં, કૈંક દિવસ રહી નાથ;
વસવા ઇચ્છયું અંતરે, વસ્તીમાં ભલીભાત.
કીધાં અદ્ભુત કૃત્ય જે, કાપરનાહુમ માંહ્ય;
હોડીમાંથી ઉતરી, નાથ સીધાવ્યા ત્યાંય.

---

#### પક્ષઘાતી.

રામગ્રી.

નાથ પધાર્યા પુરમાં, કીધો ઘરમાં પ્રવેશ;
શ્રોતાજનોની આગળે, આપ્યો શુભ ઉપદેષ. નાથ.
શાસ્ત્રી, ફરોશી, પંડિતો, આવી બેઠા ત્યાંય;
ભીડ મચી અતિ આંગણે, કાપરનાહુમ માંહ્ય. નાથ.
એવે સમે એક શખ્સને, સાજો કરવાને માટ;
ઇસુની પાસે લાવીઆ, મૂકી મસ્તકે ખાટ. નાથ.
દ્વારથકી નિજ અંતરે, ધાર્યું કરવા પ્રવેશ;
ભીડ હોવાને કારણે, ફાવ્યા નહિ લવલેશ. નાથ.
ઉકેલ્યું ઘર નિજ હસ્તથી, પાડી વચમાં ફાટ;
પ્રીતે ચઢી ઘર ઉપરે, ઉતારી નિજ ખાટ. નાથ.
નાથે નિહાળ્યો ખાટમાં, પક્ષઘાતે પીડાઉ;
સાજો કર્યો નિજ શબ્દથી, નિરખી અંતરભાવ. નાથ.

નાથ વદે નિજ મુખથી, શાન્તિ વળવા કાજ;
ગુણીયલ, તારાં પાપની, થઇ છે માફી આજ. નાથ.

પંડિતો એવું સાંભળી, કંપ્યા મનની માંહ્ય;
એક બીજાની આગળે, વદવા લાગ્યા ત્યાંય. નાથ.

આ તે કોણ હશે અરે! દુર્ભાષણ કરનાર?
માફી આપે છે અન્યને, વસી વિશ્વ મોઝાર. નાથ.

એકજ છે આ વિશ્વમાં, માફી આપે જેહ;
આ તે કોણ મનુષ્ય કે, માફી આપે તેહ? નાથ.

એવું જાણી નિજ અંતરે, પૂછ્યું ઇસુએ ત્યાંય;
શુંરે વિચારો શાસ્ત્રીઓ, નિજ અંતર માંહ્ય? નાથ.

માફી દીધી મેં આ સમે, દીધી આજ્ઞા જેહ;
બેમાંથી વધતું સહેલ શું? આપો ઉત્તર એહ. નાથ.

પાપ ક્ષમા કરવાતણો, મુજને છે અધિકાર;
માટે કહું છું તેહને, ચાલ્યો જા, તત્કાળ. નાથ.

આજ્ઞા સુણતાં નાથની, તત્પર થઇ તે વાર;
સ્તુતી ગાતાં ગાતાં સંચર્યો, દરદી પોતાને દ્વાર. નાથ.

અદ્ભુત કૃત્ય નિહાળતાં, વિખરાયાં નર નાર;
ભયભીત થઇ નિજ અંતરે, પામ્યાં હર્ષ અપાર. નાથ.

---

## ૪૬ પ્રકરણ.

### માત્થી દાણી.

**દોહરા—હરીગીત.**

નાથ ત્વરાએ નીકળ્યાં, કાપરનાહુમ બહાર;
દરિયા કાંઠે લોકને, આપ્યો બોધ અપાર.

ઉપદેશ આપી લોકને, તત્કાળ ચાલી નીકળ્યા;
ને ચાલતાં તે માર્ગ મધ્યે, માત્થીને આવી મળ્યા.
નાથે કહ્યું તવ માત્થીને, તું આવ મારી પાછળે;
તેડયો ઇસુએ તેહને, જે દાણ લેતો આગળે.

માત્થી ચાલી નિકળ્યો, સ્વીકારી શુભ વાત;
પ્રીતે આપી નાથને, મીજબાની ભલીભાત.

મીજબાની માંહે દાણીઓ ને પાપીઓને નહોતર્યાં,
એવે સમે ત્યાં શાસ્ત્રીઓ ને પંડિતો આવી ચઢયા;
તે નાથને તુચ્છકારતાં નિજ મુખથી ત્યાં ઉચરે,
રે! દાણીઓ ને પાપીઓના મિત્ર, તું આ શું કરે?

પંડિત પૂછે શિષ્યને, શાને સ્વામીનાથ?
ભાવે લેતા ભોજનો, ભ્રષ્ટ જનોની સાથ?

છે ભ્રષ્ટ જન આ દાણીઓ જે દામ લે છે દાણનાં,
તે ડૂબશે નિજ પાપમાં વ્હાણો ડૂબે જેમ પહાણનાં:
જે તેહના સંગી બને તે તેહના જેવા ઠરે;
રે! દાણીઓ ને પાપીઓના મિત્ર, તું આ શું કરે?

પંડિતો નિજ શિષ્યને, પ્રશ્ન પૂછે છે જ્યાંય;
સ્વામીનાથે સ્નેહથી, ઉત્તર વાળ્યો ત્યાંય.

વૈદ્યની અગત્ય? ના, સાજાં દીસે છે જેહને;
છે વૈદ્યની અગત્ય? હા, માંદાં દીસે છે તેહને.
હું સ્વર્ગનો વૈભવ તજી આવ્યો જગતને બોધતો;
ને ન્યાયીઓને નહિ, પરંતુ પાપીઓને શોધતો.

---

## ૪૭ પ્રકરણ.

### ઉપવાસ વિષે પ્રશ્નોત્તર.

**મનહર છંદ.**

યોહાનના શાગીર્દોએ પ્રશ્ન પૂછ્યો નાથને,
તારા શિષ્યે કેમ કદી ઉપવાસ કીધો નહિ?
ખાન, પાન, ગાન તજી, ઉપવાસ કીધો અમે!
તારા શિષ્યે કેમ કદી ઉપવાસ કીધો નહિ?

દ્દષ્ટાંતથી દીધા પ્રતિ ઉત્તર ત્યાં શાગીર્દને,
શાને શોક ધરે શિષ્ય સ્વામી સંગ વસે છે!
વર દીસે જાનમાં તો જાનૈયા શું શોક ધરે?
શાને શોક ધરે વર જાનૈયામાં વસે છે!
નવા લુગડાને જુનું થિગડું ન દેતું કો!
નવી મશકોમાં નવો દ્રાક્ષરસ ભરશે.
નવાને તો નવું અને જુનાને તો જુનું શોભે!
જુનો દ્રાક્ષરસ જુની મશકોમાં ભરશે.
જુનાને જો નવું દે યા નવાને જો જુનું દે!
ફસકી કે ફાટી જશે વિશોભિત લાગશે.
નવીમાં જો જુનો ભરે જુનીમાં જો નવો ભરે!
દ્રાક્ષરસ વહી મશકોને ફાડી નાખશે.
જુનો રસ પીધા પછી નવો ન સ્વીકારે કો!
નવો રસ પીધા પછી જુનો પ્રીય લાગશે.
ફરોશીના સંપ્રદાય ફરોશીના શિષ્ય પાળે!
મારા અનુયાયી મારા સંપ્રદાય માગશે.

---

## ૪૮ પ્રકરણ.

### યરૂશાલેમમાં જવું
### અને
### આડત્રીસ વર્ષના માંદાને સાજો કરવો.

---

#### યરૂશાલેમ

દોહરો.

એ અરસામાં આવીયું, પર્વ મહા સુખદાય;
નાથ સિધાવ્યા સ્નેહથી, યરૂશાલેમ માંય.

---

## આડત્રીસ વર્ષનો માંદો.

**રામગ્રી.**

મેંઢાં ભાગળ આગળે, આવ્યા સ્વામીનાથ;
કાર્ય આરંભ્યું ભાગળે, વિગતે વરણું વાત. મેંઢાં.

પાંચ હતી પરશાળ જ્યાં, આવી ઉભા ત્યાંય;
કુંડ હતો તે આગળે, બેથેસ્દા સુખદાય. મેંઢાં.

અગણિત માંદાં રોગીઓ, આવી વસતાં જ્યાંય;
વાટ જુએ છે ત્રેહથી, જલ હલમલની ત્યાંય. મેંઢાં.

કોક સમે તે કુંડમાં, ઉતરી આવે દૂત;
પાણી હલાવે તેહનું, બનતું ત્યાં અદ્ભુત. મેંઢાં.

સહુથી પહેલો જે ઉતરે; વેગે કુંડ મોઝાર;
સાજો થતો નિજ રોગથી, જળ હાલે જે વાર. મેંઢાં.

રંક હતો જન એક ત્યાં, નિર્બળ, નિરાધાર;
કૈંક વરસથી પામતો, પીડા અપરંપાર. મેંઢાં.

નાથે નિહાળી તેહને, પૂછ્યું આવી ત્યાંય;
સાજો થવા નિજ અંતરે, શું તું ઇચ્છે ભાઈ? મેંઢાં.

માંદો વદે નિજ મુખથી, સાંભળ, હે મુજ નાથ;
કૈંક વરસ વિતી ગયાં, મુજને જોતાં વાટ. મેંઢાં.

પાણી હલે, પ્રભુ, જે સમે, નિરખી થઉં તૈયાર;
અન્ય જનો મુજ આગળે, ઉતરે જળ મોઝાર. મેંઢાં.

શક્તિ નથી મુજ અંગમાં, હું છું નિરાધાર;
ઉઠી ન શકતો આપથી, જળ હલતું જે વાર. મેંઢાં.

નાથ વદે નિજ મુખથી ઉંચકી લે નિજ ખાટ;
ચાલ્યો જા, ઝટ ઉઠીને, વસ્તીમાં ભલીભાત. મેંઢાં.

વાણી સુણતાં નાથની, મૂકી મસ્તકે ખાટ;
વેગે નગરમાં સંચર્યો, સાજો થઇ ભલીભાત. મેંઢાં.

---

# ૪૯ પ્રકરણુ.

## વિશ્રામવાર વિષે વાદવિવાદ.

**દોહરા.**

વિસામાના વારમાં, શિષ્યો લઈ નિજ સાથ;
ખેતર મધ્યે ચાલતાં, નાથ જતા ભલીભાત.

શિષ્યોએ નિજ હસ્તથી, ક્ષુધાતુર થઇ ત્યાંય;
તોડી મસળ્યાં ક્ષેત્રમાં, કણુસલાં સુખદાય.

ફરોશીએ નિહાળતાં, પૂર્ણ પરોવ્યું ચિત્ત;
વિસામાના વારમાં, કાર્ય કર્યું અનુચિત્ત!

ઉત્તર દીધો તેહને, ઇસુએ ભલીભાત;
વાંચી જો વિસ્તારથી, શાસ્ત્ર ગ્રહી નિજ હાથ.

દાઉદ કેરા સાથીઓ, ક્ષુધાતુર થઈ જ્યાંય;
મંદિર મધ્યે આવીને, અન્ન આરોગ્યું ત્યાંય.

અર્પિત જે શુભ રોટલી, ખાવાની નહિ રીત;
તે લઇ ખાધી તેમણે, એ શું નહિ અનુચિત્ત?

"મંદિર મધ્યે યાજકો, ભંગ કરે દિતવાર!"
"તો પણુ તે નિર્દોષ છે, શાસ્ત્ર વિષે નિરધાર."

હું તો તમને તેહનો, સત્યજ કહું છું સાર;
મંદિર કરતાં એક લ્યાં, મોટો છે નિરધાર.

"યજ્ઞજ કરતાં અંતરે, દયા ચહું હું નેટ!"
એ જો સમજ્યા હોત તો, દોષ ન મુજને દેત.

માનવ અર્થે ઇશ્વરે, સ્થાપ્યો આદિતવાર;
વિસામાર્થે વિશ્વમાં, સરજ્યાં નહિ નર નાર.

વાર ઠરાવ્યો વિશ્વમાં, માનવને સુખ માટ;
માનવ પુત્ર મનાય છે, વિસામાનો નાથ.

# ૫૦ પ્રકરણ.

## સુકાઈ ગએલા હાથવાળાને સાજો કર્યો.

**રામગ્રી.**

બીજે સાબ્બાથે શહેરમાં, નાથે કીધો પ્રવેશ;
શ્રોતાજનોની આગળે, આપ્યો શુભ ઉપદેશ. બીજે.
એક હતો જન જેહને, નિરખે લોકો સમસ્ત;
ખોડ દીસે નિજ અંગમાં, દીસે નિર્બળ હસ્ત. બીજે.
સાબ્બાથે ઈસુ તેહનો, સાજો કરશે હાથ;
એવું વિચારી શાસ્ત્રીઓ, પ્રીતે જોતા વાટ. બીજે.
શાસ્ત્રીઓએ નિજ દ્વેષથી, ફેંકી દૃષ્ટિ જ્યાંય;
દોષ દેવાને કારણે, તાકી ઉભા ત્યાંય. બીજે.
એવું જાણી નિજ અંતરે, દીધી આશા જ્યાંય;
નાથે ઉઠાડી તેહને, ઉભો કીધો ત્યાંય બીજે.
નાથ વદે નિજ મુખથી, પૂછું પ્રશ્ન હું જ્યાંય;
ઉત્તર આપી તેહનો, કરજો ન્યાય સદાય. બીજે.
સાબ્બાથે નિર્બળ અંગને, સાજું કરવું કે નહિજ?
પુર્ણ વિચારી અંતરે, ઉત્તર આલોને અહીંજ. બીજે.
સાબ્બાથે અન્ય મનુષ્યને, રીબાવી લેવો જાન!
સાબ્બાથે અન્ય મનુષ્યને, દેવું જીવન દાન. બીજે.
એ બેમાં વધતું શ્રેષ્ઠ શું? જીવન દેવું કે નહિજ?
પૂર્ણ વિચારી અંતરે, ઉત્તર આલોને અહીંજ. બીજે.
સાબ્બાથે અન્ય મનુષ્યનું, બુરૂં કરવું કે કેમ?
પૂર્ણ વિચારી અંતરે, ઉત્તર આલોને એમ. બીજે.
સાબ્બાથે અન્ય મનુષ્યનું, રૂડું કરવું નિદાન;
પ્રીતે ઉગારી પ્રાણને, દેવું જીવન દાન. બીજે.
એ બેમાં શું ઉચિત છે, રૂડું કરવું કે કેમ?
પૂર્ણ વિચારી અંતરે, ઉત્તર આલોને એમ. બીજે.

ઘેટું પડે જો ખાડમાં, જોતાં તેણી વાર!
વિશ્રામવારે તેહને, શું નહિ કહાડે બહાર? બીજે.
ઘેટાં કરતાં શ્રેષ્ઠ જે, માનવ દેહ ખચિત;
સાબ્બાથવારે તેહને, સાજું કરવું ઉચિત. બીજે.
એ પછી ઇસુએ સર્વમાં, ફેંકી દૃષ્ટિ ચોપાસ;
સાજો કરે છે તેહને, પ્રીતે આવી પાસ. બીજે.
લાંબો કર તુજ હસ્તને, બોલ્યા સ્વામી નાથ;
આજ્ઞા સુણતાં નાથની, લંબાવ્યો નિજ હાથ. બીજે.
નિર્બળ હસ્ત લંબાવતાં, દીપે અન્ય સમાન;
સાજો કર્યો નિજ શબ્દથી, સ્વામી નાથે નિદાન. બીજે.
અદ્ભુત કાર્ય ફરોશીએ, નિરખ્યું દૃષ્ટિએ જ્યાંય;
ઇસુને મારી નાંખવા, કીધી કોશેષ ત્યાંય. બીજે.
ઇસુએ નિજ અંતરે, જાણી એ સહુ વાત;
તાકીદે ત્યાંથી નીકળ્યા, શિષ્યો લઈ નિજ સાથ. બીજે.

---

## ૫૧ પ્રકરણ.

### ઈસુ મશીહની કીર્તિ ચોતરફ ફેલાઈ ગઈ.

**દોહરા.**

નાથ ત્વરાએ નીકળ્યા, યરૂશાલેમ બહાર;
પૂંઠળ પૂંઠળ પ્રીતથી, વિચર્યાં નર ને નાર.
સમુદ્ર કાંઠે સંચર્યાં, પ્રીતે સ્વામી નાથ;
માંદાને સાજાં કર્યાં, અંગે દઈ નિજ હાથ.
ફેલી આખા દેશમાં, કીર્તિ અપરંપાર;
પાસેના સહુ પ્રાંતથી, આવ્યાં નર ને નાર.
ગાલીલના સહગામીઓ, સુરીઆની સહજાત;
સૂર અને સીદોનીઓ, અદુમીઓ ભલીભાત.
દકાપલીસ, શાલેમ ને, યહુદા યરદન પાર;
ચરચા સુણતાં નાથની, આવ્યાં નર ને નાર.

શિષ્યો સુદ્ધાં સંચરી, નાથ ઉભા જે વાર;
મનહર મહા મેદાનમાં, ઠઠ્ઠા જામી તે વાર.

ભીડ નિહાળી શિષ્યને, આજ્ઞા દીધી ત્યાંજ;
હોડી રાખો હસ્તમાં, અંગ દબે નહિ આજ.

ઇસુમાંથી ઐશ્વરી, શૌર્ય નીકળતું જેહ;
માંદાં માનવ માત્રને, સાજાં કરતું તેહ.

અદ્‌ભુત શૌર્ય નિહાળતાં, સુણતાં શુભ ઉપદેશ;
કરતાં જન નિજ અંતરે, અડવાની કોશેષ.

રક્તપિતી ને કોઢીઆ, શુદ્ધ કરાયા જ્યાંય;
અડવા તેના અંગને, તૂટી પડતા ત્યાંય.

ભૂતો નિરખી નાથને, વદતાં તેણી વાર;
તું છે પુત્ર પિતાતણો, દેવ કુંવર નિરધાર.

વાણી સુણતાં તેમને, આજ્ઞા દીધી ત્યાંજ;
ભૂતો, મુજને વિશ્વમાં, પ્રગટ ન કરશો આજ.

અગણિત માંદાં રોગીઓ, આવી ઉભાં જ્યાંય;
સ્વામી નાથે સર્વને, સાજાં કીધાં ત્યાંય.

રોગ હરી જન સર્વના, પ્રીતે બોલ્યા નાથ;
અન્ય જનોની આગળે, પ્રગટ ન કરશો વાત.

સદ્‌ભકતે નિજ મુખથી, ભાખ્યાં વચનો જેહ;
પૂર્ણ થયાં સહુ આ સમે, સંક્ષેપે કહું તેહ.

---

## યશાયાહનાં ભવિષ્યવચનો.

**પ્રમાણિકા છંદ.**

જુઓ નિહાળી જેહને, કીધો પસંદ તેહને!
દરિદ્ર મારો દાસ છે, નકારે તેનો નાશ છે.

જનોને જે અપ્રિય છે, પિતાને એજ પ્રિય છે!
યહુદીઓ અપ્રસન્ન છે, પિતા ઉરે પ્રસન્ન છે.

ચૂકીશ હું નાના જેહમાં, મૂકીશ હું આત્મા તેહમાં!
છપાવી છાપ ન્યાયીને, ક્ષમા કરે અન્યાયીને.

વદે ન વાદે એ રદી, ન બૂમ પાડશે કદી!
ન માર્ગ રીઝશે મનો, ન વાણી સુણુશે જનો.

જગાડી ન્યાય જેહને, વિજય પમાડી તેહને!
પ્રજા કુપાત્ર કંપશે, ન ત્યાં સુધી એ જંપશે.

પ્રચંડ છિન્ન જે ખરૂં, ન ભાંગી નાખશે બરૂ!
અખંડ મંદતા હશે, ન દીપિકા બુઝાવશે.

પવિત્ર શ્રેષ્ઠ કામમાં, મહાન ખ્રીસ્ત નામમાં!
યહુદી સ્વાદ ચાખશે, વિદેશી આશ રાખશે.

અપાર ઉંચ ધામમાં, સદા વસે વિશ્રામમાં!
અખંડ દુઃખ વામશે, અનંત સુખ પામશે.

---

## ૫૨ પ્રકરણ.

### બાર પ્રેરિતોની નિમણુક.

**દોહરા.**

સૂરજ અસ્ત થયા પછી, વિખરાયાં નરનાર;
નાથ ત્વરાએ સંચર્યાં, પર્વત પર નિરધાર.

પર્વત પર બિરાજતાં, નાથે આખી રાત;
પ્રીતે કીધી પ્રાર્થના, એકાંતે ભલીભાત.

બીજે દહાડે પૂર્વમાં, સુરજ ઉગ્યો જ્યાંય;
નાથ ત્વરાએ ઉતર્યાં, પર્વત નીચે ત્યાંય.

સ્વામીનાથે જેમને, પસંદ કર્યાં નિરધાર;
પૂરણુ પ્રેમે તેમને, તેડ્યા તેણીવાર.

આજ્ઞા મળતાં આવીઆ, શિષ્યો અપરમ્પાર;
તેમાંથી પરખી લઈ, પ્રેરિત નિમ્યા બાર.

પીતર યા સીમોન જે, પ્રેરિતમાં પંકાય;
કેફા નામ પ્રસિદ્ધ છે, દ્વાદશ શિષ્યો માંહ્ય.

સીમોન યા પીતરતણો, બંધવ જે નિરધાર;
આંદ્રિઆને ઓળખી, તેડયો તેણી વાર.

ઝબીદીના બે દીકરા, યાકુબ ને યોહાન;
બોઆનેરગેસ જેહને અટક ધરી નિર્માણ.

ફીલીપ, બારથલમુ તથા, થોમા દીદીમસ જેહ;
માત્થી દાણી દાણનો, ધંધો કરતો તેહ.

અલફીનો જે દીકરો, યાકુબે ઓળખાય;
યહુદા યા તો થાદીને, પ્રેરિત નિમ્યો ત્યાંય.

સીમોન કનાની જેહનું, ઝેલોટીસ ઉપનામ;
પ્રેરિત નિમ્યો તેહને, હૈયે રાખી હામ.

યહુદાહ ઇસ્કારીઓત જે; પરસ્વાધીન કરનાર.
એ રીતે પરખી લઈ, પ્રેરિત નિમ્યા બાર.

---

## બાર પ્રેરિતોનાં નામ.

ગીતિ.

પીતર, આંદ્રિઆ, યાકુબ!
યોહાન, ફીલીપ, બારથલમુ, થોમા;
માત્થી, ને યાકુબ!
થાદી, સીમોન, યહુદા ધાતી......પીતર

---

ચતુર્થ વિભાગ સમાપ્ત.

---

**प्रथमांक समाप्त.**

# મશીહાખ્યાન.

## અગાઉથી આશ્રય આપનાર સદ્ગૃહસ્થોનાં નામ.

| નામ. | ઠામ. | નકલ. |
|---|---|---|
| મહે. રેવ. ડૉ. જી. પી. ટેલર સાહેબ, | અમદાવાદ ... | ૧૨૫ |
| ,, ,, એસ. ગિલેસ્પી સાહેબ, ... | ,, ... | ૨૫ |
| મિ. નાથા રાયસિંગ ... ... | ,, ... | ૫ |
| ,, શમૂએલ જેઠાભાઈ ... ... | ,, ... | ૪ |
| ,, જેમ્સ ઉકાભાઈ ... ... | ,, ... | ૧ |
| ,, વાલજી મેઘજીભાઈ ... ... | ,, ... | ૧ |
| ,, ગોકળ દાનીયેલ ... ... | ,, ... | ૧ |
| ,, ભલા લાલા ... ... | ,, ... | ૧ |
| ,, ઇસ્હાક વિશ્રામ ... ... | ,, ... | ૧ |
| ,, ઓડા જેઠાલાલ ... ... | ,, ... | ૧ |
| ,, વાઘજી ગોકળ ... ... | ,, ... | ૧ |
| ,, ખાનાજી કાળીદાસ ... ... | ,, ... | ૧ |
| ,, ગીરધરલાલ વસાજી ... ... | ,, ... | ૧ |
| ,, મોતીલાલ સાંકળચંદ ... ... | ,, ... | ૧ |
| ,, ભગવાન હીરાભાઈ ... ... | ,, ... | ૧ |
| ,, સિદ્ધરાજ સાભાઈ ... ... | ,, ... | ૧ |
| ,, સોમા બાબરભાઇ ... ... | ,, ... | ૧ |
| ,, જેરામ ચોંડાજી ... ... | ,, ... | ૧ |
| ,, ફીલીપ સુંદર ... ... ... | ,, ... | ૧ |
| ,, વીસીવા નારજી ... ... | ,, ... | ૧ |
| ,, વાલજી કાળીદાસ ... ... | ,, ... | ૧ |
| ,, મુળજી અમૃતલાલ ... ... | ,, ... | ૧ |

| નામ. | ઠામ. | | નકલ. |
|---|---|---|---|
| મિ. મગનલાલ નરસિંહભાઇ | અમદાવાદ | ... | ૧ |
| ,, જીવાભાઈ રામજીભાઈ ... | ... ,, | ... | ૧ |
| ,, માનસીંગ ખેતાજી ... | ... ,, | ... | ૧ |
| ,, સુલેમાન જોબ ... | ... ,, | ... | ૧ |
| સારા બીજલ ... | ... ,, | ... | ૧ |
| સહનશીલ સાવધાન ... | ... ,, | ... | ૧ |
| ,, ધનજી રતનજી ... | ... આણંદ | ... | ૨ |
| ,, જે. પી. ફુલગેન્સ ... | ... ,, | ... | ૨ |
| ,, એલીશા બેચર ગાજકર | ... ,, | ... | ૧ |
| ,, સીલાસ જીવાભાઇ ભક્ત | ... ,, | ... | ૧ |
| ,, ફકીર ભગવાન ક્રીસ્ટી ... | ... ,, | ... | ૧ |
| ,, એસ. કે. બોરસદા, ડૉ. માસ્તર ... | ,, | ... | ૧ |
| ,, રઘુએલ આલ્ફ્રેડ ભરવાડ | ... ,, | ... | ૧ |
| ,, જગાજી હેતાજી ... | ... ,, | ... | ૧ |
| ,, પનાલાલ દવાખાનાવાળા | ... ,, | ... | ૧ |
| ,, મુસા લાલાભાઈ ... | ... ,, | ... | ૧ |
| ,, બદ્ધાજી અનાજી ... | વઢવાણકાંપ | ... | ૧ |
| ,, મણીલાલ નાથાભાઈ ... | ... ,, | ... | ૧ |
| ,, પુંજા વિરમાભાઈ ... | ... ,, | ... | ૧ |
| ,, કાનજી જગમાલ ... | ... ,, | ... | ૧ |
| ,, સવા —— ... | ... ,, | ... | ૧ |
| ,, માધવ —— ... | ... ,, | ... | ૧ |
| ,, રણછોડ —— ... | ... ,, | ... | ૧ |
| ,, શીવલાલ દુર્લભજી ... | ભાવનગર | ... | ૧ |
| ડૉ. જેકબ કાઉપર ... | ... ,, | ... | ૧ |
| મિ. ઈચ્છાભાઈ રામભાઇ ... | ... ,, | ... | ૧ |
| ,, જેઠાભાઈ જીવણભાઈ ... | ... ,, | ... | ૧ |
| ,, રેવજીભાઇ નારાયણ ... | ... ,, | ... | ૧ |

| નામ. | ઠામ. | | નકલ. |
|---|---|---|---|
| મિ. ન્યુટનભાઈ સીમોનભાઈ | ભાવનગર | ... | ૧ |
| ,, કનૈયાલાલ કલુઆભાઈ ... | વાલેસપુર | ... | ૧ |
| ,, જેઠાલાલ હીરાજી ... ... | ,, | ... | ૧ |
| ,, ભુરસીંગ પેજીનસીંગ ... ... | ,, | ... | ૧ |
| ,, ઉપકાર બીખાજી ... ... | ,, | ... | ૧ |
| ,, વિશ્રામ આતાજી ... ... | ,, | ... | ૧ |
| ,, રેવાજી ભલાજી ... ... | ,, | ... | ૧ |
| મહે. રેવ. જે. રોજર્સ સાહેબ, ... | પ્રાંતિજ | ... | ૩ |
| મિ. ઇસુદાસ હરખાજી ... ... | ,, | ... | ૧ |
| ,, છગનલાલ બનસીંગ ... ... | ,, | ... | ૧ |
| ,, સોમચંદ રામદાસ ... ... | ,, | ... | ૧ |
| ,, રાણા દેવાયત ... ... | ,, | ... | |
| ,, કેશર ગોરા ... ... ... | ,, | ... | |
| ,, જે. એ. પરમાર ... ... | હિંમતનગર | | ૧૦૦ |
| રા. રા. ઉસ્તાદ મોહનજી નગારચી ... | ,, | | ૧૦ |
| સાધુમહારાજ શ્રી સમર્થરામ ... | ,, | ... | ૪ |
| મિ. રાણાજી રણછોડજી ... ... | ,, | ... | ૨ |
| રા. રા. શોભારામ હિંમતરામ વકીલ... | ,, | ... | ૧ |
| મિ. મોતીજી પ્રાગજી ઠેકેદાર ... | ,, | ... | ૧ |
| ,, ડી. કે. સોલંકી ... | સુરત | ... | ૧ |
| ,, ખોડાભાઈ કુંભાજી ... ... | ,, | ... | ૧ |
| મોંઘીબાઈ ઉકાભાઇ ... ... | ,, | ... | ૧ |
| મરિયમબાઇ આશાભાઇ ... ... | ,, | ... | ૧ |
| મિ. પુનાલાલ પંચાલાલ ... | દાહોદ | ... | ૨ |
| ,, પાંચાલાલ મુળજી, ઇરીગેશન હેડકારકુન ... | ,, | ... | ૧ |
| ,, ભલજી વેસ્તા... ... | ,, | ... | ૧ |
| ,, લાડજી ભલજી .... | ,, | ... | ૧ |

| નામ. | ઠામ. | | નકલ. |
|---|---|---|---|
| મહે. મિસ ડૉ. મેકલડેરી સાહેબ | બોરસદ | ... | ૨ |
| મિ. પાઉલ કાલીદાસ ... | ,, | ... | ૧ |
| ,, બાબરભાઈ ઝવેરભાઇ ... | ,, | ... | ૧ |
| ,, બિન્યામીન ભયજીભાઇ ... | ,, | ... | ૧ |
| ,, માણેકલાલ એસ. કઠાલ | વલી | ... | ૧ |
| બોનીબાઇ એસ. કઠાલ (હાલમાં એ. ટી. ફાલ્વર, આબોટાબાદ, પંજાબ) | વલી | ... | ૧ |
| મિ. જેઠાલાલ કુમારભાઈ ... | ,, | ... | ૧ |
| ,, શામશૂન લલ્લુભાઇ ... | ,, | ... | ૧ |
| મહે. રેવ. ડી. એસ. સિંહ ... | મુંબઇ | ... | ૫ |
| ,, સોલેમોન આશાભાઇ ટર્નર | ,, | ... | ૧ |
| ,, મગનલાલ એમ. સત્યગ્રાહી | ,, | ... | ૧ |
| મિસીસ જેસફ છગનલાલ ... | પોરબંદર | ... | ૧ |
| જયકુંવર જેસફ, બ્યારા ... | ,, | ... | ૧ |
| ,, જ્યોર્જ બેન્જામીન, બ્યારા | ,, | ... | ૧ |
| મહે. રેવ. જે. એસ. સ્ટીવન્સન સાહેબ, | રાજકોટ | ... | ૧૦ |
| ,, રામજી ખીમજીભાઈ ... | ,, | ... | ૧ |
| મિસ સી. એચ. પીતર | ખેડા કાંપ | ... | ૬ |
| મેરીબાઇ અમૈયદાસ ... | ,, | ... | ૨ |
| મિ. કાળીદાસ પ્રેમચંદ ... | હિંમતપુર | ... | ૨ |
| ,, ખોડાજી ખેંગારજી ... | ,, | ... | ૧ |
| ,, જેકબ એ. જોવિયલ ... | ઇગતપુરી | ... | ૧ |
| મિસીસ તારાબાઇ જોવિયલ ... | ,, | ... | ૧ |
| મિ. યાકુબ જેઠાભાઇ ... | ઈડર | ... | ૧ |
| સારાબાઈ ગલસીંગ ... | ,, | ... | ૧ |
| મિ. ફકીરચંદ લલ્લુભાઇ | અંજાર (કચ્છ) | ... | ૧ |
| ,, વસ્તાજી આબાજી ... | ,, | ... | ૧ |
| ,, કેશવલાલ ડુંગરભાઇ ... | ભરૂચ | ... | ૧૦ |

| નામ. | ઠામ. | નકલ. |
|---|---|---|
| મહે. રેવ. એમ. ડબલ્યુ. બીટી સાહેબ, | ગોધા ... | ૬ |
| મિ. શીવલાલ ખુશાલ ... | કોસમાડી ... | ૬ |
| ,, જેઠાભાઈ હીરાભાઈ ... | વાંકલ ... | ૩ |
| ,, સુરસિંહ માનસિંહ ... | રાણીપુર ... | ૨ |
| ,, શેઠ લાજરસભાઈ ચોહાણ... | ડભોડા ... | ૨ |
| ,, મહીજી હીરાલાલ ... | ખંભાત ... | ૧ |
| ,, જીવાભાઈ નાનાભાઇ ... | સોજીત્રા ... | ૧ |
| ,, સાવધાન લાજરસભાઈ ચોહાણ | ખઢાણા ... | ૧ |
| ,, લલ્લુ નરસિંહભાઇ ... | કઠલાલ ... | ૧ |
| ,, મોઝીસ જે. ભક્ત ... | વલસાડ ... | ૧ |
| ,, કાળીદાસ ચુનીલાલ ... | ગોધરા ... | ૧ |
| ,, એચ. વાલજી, નાનીતાલ (યુનાઇટેડ પ્રોવીન્સીસ)... | | ૧ |

તા. ક. જે ગ્રાહકોએ પાછળથી પોતાનાં નામો લખી જણાવ્યાં, તે નામો એજ કારણે અત્રે દાખલ ન થવા સબબ ક્ષમા ચાહું છું.

---

## "મશીહાખ્યાન."

આ ગ્રંથ મુખ્ય ત્રણ અંકમાં પૂર્ણ કરવાનો મારો ઇરાદો છે, જેનો પ્રથમાંક આપ સદ્‌ગૃહસ્થોના ઉદાર આશ્રયથી હાલ બહાર પાડવાને શક્તિમાન થયો છું; અને ઈશ્વરેચ્છાથી તેનો દ્વિતિયાંક અલ્પ મુદતમાં પ્રગટ કરી પુન : આપની સેવા બજાવવા યથાશક્તિ પ્રયત્ન કરીશ. એજ.

લી. હું છું,
આપનો આભારી કાવ્યકર્તા,
યુસફ આશાભાઈ.